શેઠ [illegible] પુસ્તકોદ્ધાર ફંડ

(ગ્રંથાંક નં. ૫)

# શ્રી સૂયગડાંગ સૂત્ર

## ભાગ ૪ થો.

પુંડરીક અધ્યયન

અધ્યયનોનું ટીકાનું મૂળ સૂત્ર સાથે ભાષાંતર.

લેખક:—મુનિ માણેક.

પ્રકાશક —

શ્રીમન્ મોહનલાલજી જૈન શ્વે. જ્ઞાન ભંડાર

સુરત ગોપીપુરા તરફથી

ચુનીલાલ ગુલાબચંદ દાલીઆ

(માજી ફોરેસ્ટ ઑફીસર સાહેબ)

મ ૧૯૮૮) —પ્રથમાવૃત્તિ— (સને ૧૯૩૨

પ્રત ૬૦૦

મૂલ્ય રૂ. ૨ાા

## શ્રીમાન્ પૂજ્ય આચાર્યવર્ય
## વિજયનેમિસૂરીશ્વરજીની સેવામાં

આપ જૈન શાસનમા સ્તંભ રૂપ છો જૈન દેરાસરો, તીર્થો, તથા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાના ક્ષેત્ર માટે પૂર્ણ ઉત્સાહ ધરાવો છો

ધાર્મિક અભ્યાસ માટે સંસ્કૃત અભ્યાસની ખાસ જરૂર છે તે માટે આપશ્રીએ પ્રથમ પાઠશાળા સ્થાપેલ તે સમયે મેં પણ અધ્યયનનો લાભ લીધો હતો, તે તથા વર્ત્તમાન સમયમાં આ ચોથો ભાગ છપાવવામા આપની પૂર્ણ અમીદૃષ્ટિની સહાય મળી છે, માટે આપની રજા વિનાજ આપને આ ભાગ સમર્પણ કરૂ છુ

માણેકમુનિ

# પ્રસ્તાવના

પ્રથમ સ્કંધમા સોળ અધ્યયનો છે, તે ત્રણ ભાગમા પૂરે ગુજરાતી ભાષાંતર કર્યુ છે, આ ચોથા ભાગમા બે અધ્યયન લીધાં છે, પ્રથમ પોંડ્રીક અધ્યયન છે, તેમા પુંડરીક કમળની ઉપમાથી મોક્ષ મેળવાનુ છે, અને તે મોક્ષ આરાધક ઉત્તમ કુળમાં જન્મેલ રાજા વિગેરે છે તેને પ્રતિબોધ કરવા જતાં કાદવમા ઉપદેશક ખુચી જાય છે, તે પોતે દુખી થાય છે, જેઓ કાદવમાં ખુચતા નથી તે સુખી થાય છે, અને સંસારને તરે છે, નિર્યુક્તિની ૧૪૨ થી ૧૬૪ ગાથાઓ છે મૂળ સૂત્રોનો આંક ૫૬૨ છે, ટીકાનું લખાણ ૧૦૩૦ શ્લોક પ્રમાણ છે, પુંડરીક કમળ સૌથી સર્વોત્તમ છે, તેમ રાજ્યપદ સર્વોત્તમ છે તેવુ મોક્ષનું સુખ સર્વોત્તમ છે, તેમ સાચી સાધુતા સર્વોત્તમ છે, ઉપદેશક પોતે નિર્મળ આત્મા હોય સંસારની મોહક વસ્તુનો રાગી ન હોય, તો પોતે વીતરાગ અવસ્થામાં રહીને રાજાને પ્રતિબોધ કરી શકે છે, તેથી રાજાના અનુયાયીઓને પણ લાભ થાય છે, સંસારમાં જે ભોગ વિલાસો છે, તે કાદવ જેવા છે, તેમા ખુચી રહેલા સંસારી જીવો છે, તેમાં જો નિસ્પૃહ જ્ઞાની સાધુ હોય તોજ કાદવમાં ન ખુચે, ન પાણીમા ડુબે, પણ દૂરથી પુંડરીક કમળને આકર્ષણ કરી શકે છે, એટલે આ મહા અધ્યયનનો સાર આ છે કે પોતે ઉપદેશ દેવા જતા પહેલાં પોતાનો આત્મા સાચી વીતરાગ દશાને પમાડવો જોઇએ અને સંસારમા જેટલા મતવાળા છે, તે કઇ અપેક્ષાએ કયા નયને અનુસરી પોતાનો મત ચલાવે છે, તે જાણ્યા પછીજ પરસ્પર સાપેક્ષ વચન સમજાવીને દરેકને સીધે માર્ગે દોરવા જોઇએ, આ અધ્યયનમાં સંક્ષેપથી બધા મતોનુ વર્ણન બતાવ્યુ છે તેમની યુક્તિઓ પણ બતાવી છે તેમ તેમનું સમાધાન પણ કરી બતાવ્યુ છે,

## ક્રિયાસ્થાન અધ્યયન

તેમા નિર્યુક્તિની ગાથાઓ ચાર છે, સૂત્ર ૧૬ થી ૪૨ છે, ક્રિયા દરેક સંસારી જીવ કરે છે, તેમા મન અને બુદ્ધિપૂર્વક જે ક્રિયા થાય તેનો જો સદુપયોગ થાય તો મોક્ષ માટે છે, પણ અજ્ઞાન દશાથી કે કુબુદ્ધિથી જે બીજાનું બગાડવા આદિ જ થાય તે સંસાર ભ્રમણ-માટે છે, આ અધ્યયનમા છેવટે અહિંસા પ્રધાન ગણી તે અહિંસાને પાળવા દરેકને ભલામણ કરેલ છે, આ અહિંસા પૂરી પાળવી તે મહા દુર્લભ છે, જીના દુષ્ટ બુદ્ધિ વિના બનતી યતનાથી જો વર્ત્તન કરે તો તે સમિતિ અને ગુપ્તિવાળો સાધુ છે, ચૌદ ગુણસ્થાનમા છેવટનું ગુણસ્થાન અયોગીનું છે, તેનો કાળ સૂક્ષ્મ છે, એટલે તે ગણતરીમા ન લેવાય, પણ તેરમુ ગુણસ્થાન પ્રથમ તીર્થ કરની અપેક્ષાએ ૮૪ લાખ પૂર્વનું છે, તેમા બા ધાવસ્થામા કેવળજ્ઞાન થાય તો આપણી ગણતરીમા ઘણુ આયુ ગણાય તેટલા વર્ષ સયોગી કેવળી પ્રથમ પાળતા વિચરે, તેમને નવો અશુભ કર્મબંધ મોહનીય કર્મ વિના ન થાય, પણ તે અગિયારના ૮-૯-૧૦-૧૧-૧૨ ગુણસ્થાનવાળાનો કાળ થોડો છે, એટલે તે ગણતરીમા ન લેવાય, પણ હાલના સાધુની અપેક્ષાએ ૬-૭ ગુણસ્થાનમાં જયણાથી વર્તે, કોઈ જીવને ન પીડે, તો કર્મબંધ ઓછો થાય, તેમા જો સ્થિર ચિત્તથી આત્મદૃષ્ટિ રાખી બાહ્ય દૃષ્ટિમા વિશેષ લક્ષ ન રાખે, અથવા રાગદ્વેષની પરિણતિ ઓછી કરે, તો સાતમુ ગુણસ્થાન હાલ કહેવાય અને જો સહેજ પ્રમાદ હોય અથવા રાગદ્વેષ જુજ પ્રમાણમા હોય તો છઠુ ગુણસ્થાન હોય, તો સહેજ કર્મબંધ વધારે હોય, પણ આ સાધુની સાધુતા ઉન્નધારીનુ જોઇએ ગૃહસ્થમાં બે ભેદ છે સાધુતાને ઉત્તમ જાણે પણ પોતાનામા તેવી શક્તિ ન જુએ તો તેણે સંસાર કાર્ય કર્યા છતા તેના અભ્યતર

કોમળ પરિણામ હોવાથી તેને દેશવિરતિ કહેવાય, સાધુની સર્વ વિરતિ હોય, સર્વ વિરતિ કરતાં તેને વિશેષ કર્મ બંધ હોય પણ કોમળ પરિણામ હોવાથી તથા સાધુઓની, સાધુતાને નિભાવવા દરેક પ્રકારે તે સહાયક તથા અનુમોદક હોવાથી તેનો કર્મ બંધ ઓછો થાય છે, એટલે દેશવિરતિને પણ અહીં મોક્ષમાર્ગના આરાધક ગણ્યો. ચોથુ ગુણસ્થાન જેમા સર્વથા વિરતિ ઉદય ન આવે, તેવા દેવના નારકી કે નિયાણું કરી જન્મેલા વાસુદેવ વિગેરે મોક્ષમા ન જાય તેમ દેશના પણ ન થાય, છતાં જો શ્રદ્ધા મોક્ષમા રહે તો ભવાંતરમા પણ મોક્ષમા જાય એટલે તે આરાધક છે, પણ જેઓ મોક્ષમા શ્રદ્ધા રાખતા નથી, અથવા યથાર્થ રીતે મોક્ષનું સ્વરૂપ સમજ્યા નથી, સમજવાનો અભ્યાસ રાખતા નથી, અથવા સમજવા છતાં પોતાનો હઠ કદાગ્રહ મુકતા નથી, તેવા બાળોના જીવો પ્રથમ ગુણસ્થાને છે, તેઓની સઘળી ક્રિયા સંસાર ભ્રમણ માટે છે, કોઈ જીવ ભદ્રક હોય ગુણાનુરાગી હોય સાધુના કે મોક્ષ ઉપર સહેજ પણ ભાવ ધરાવે, તો તે માર્ગાનુસારી થાય છે, પણ સુગતિ અને કુગતિનો હજુ તેને વિવેક નથી, એટલે મન અસ્થિર રાખે છે આ અધ્યયનમા અહિંસાને પ્રધાન ગણી તેમા લક્ષ રાખી મોક્ષ મેળવવાનું બતાવ્યું છે

૦૭થી ૩૭ સૂત્ર ૩૧-૩૨ ગૃહસ્થો કેવાં પાપ કરે છે, અને તે પાપથી ભોગ ભોગવે છે તે અધર્મ પક્ષનું વર્ણન કરે છે

૩૮ ધર્મપક્ષ સૂત્ર ૩૩માં બતાવે છે.

૩૯થી ૪૦ સૂત્ર ૩૪ મિશ્રપક્ષ બતાવે છે

૪૧થી ૬૩ સૂ. ૩૫-૩૬-૩૭ અધર્મ પક્ષ તથા તેની દુર્ગતિ બતાવે છે

૬૪થી ૭૮ સૂ. ૩૮માં ધર્મપક્ષ તથા તેની સુગતિ બતાવે છે

૭૯થી ૯૦ સૂ. ૩૯ મિશ્રસ્થાન શ્રાવકની અપેક્ષાએ ધર્મપક્ષ બતાવેલ છે

૯૧થી ૧૦૪ સૂ. ૪૦ ધર્મ અધર્મનું સ્વરૂપ અને હિંસાથી ધર્મ બતાવનારાઓને બળતાં અંગારનો પાત્રી ઉપાડાવીને બોધ આપે છે, તેમ માને તો શું દુઃખ થશે તે બતાવે છે.

૦૫થી ૮ અધર્મ છે તે મોક્ષ નહિ આપે, અને અહિંસા ધર્મ મોક્ષ આપશે તે બતાવે છે.

# ચંચળબાઇની પવિત્ર જીવનરેખા

પૂર્વના સમયમાં અનેક સતિઓનાં જીવનચરિત્ર આપણુ અને વ્યાખ્યાનેમાં કાને સાંભળીએ છીએ, પુસ્તકોમાં વાંચીએ છીએ, તેમ વર્તમાન સમયમા પણ નજરે જોઇએ છીએ, તેમ આવા ચરિત્રથી કે સદ્વર્ત્તનના દ્રષ્ટાંતથી અનેક બાઈ બાઈઓને લાભ થાય છે માટે અહીં સતિસિરોમણિ ચંચળબાઈનું જીવન થોડાંમા બતાવીએ છીએ,

આત્મા જ્ઞાનસ્વરૂપ છે તે જિનેશ્વરદેવ કહે છે, અનુભવે છે અને દરેકને એવો આત્મા છે તે તરફ લક્ષ આપવા દરેક ભવ્યાત્માને તેઓ ઉપદેશ પણ કરે છે,

આત્મા પોતે પોતાની જ્ઞાન દ્રષ્ટિમા લક્ષ રાખી મોક્ષમાં જાય એજ આ ઉપદેશનો સાર છે પણ મોક્ષમા જતા ઇંદ્રિયો તથા મનને વશ રાખવુ એ દુર્લભ છે, અને મોહમા પરવશ થઇ અધાએ જીવો ચોગતિ ચોકમા નવા નવા રૂપ લઈ નાટક કરી રહ્યા છે અને આપણી પણ તેજ સ્થિતિ છે, તેવું નાટક આપણુ કરવા છતા આપણુને જન્મ, બાળપણ, જુવાની, બુઢાપો, મરણ અને ગર્ભવાસ કાયમ છે, બાહ્ય સુખ છે, તેમ બાહ્ય કે અભ્યતર દુ:ખ પણ ઘણું છે, તે દુ:ખમાંથી છૂટવા માટે આત્મા બળવાન કરી જે જીવો નિર્મળ સંયમ પાળે છે કે સદ્ગૃહસ્થના વ્રત પાળે છે, તેઓ ધન્યવાદને યોગ્ય છે અને ભરહેસરની સજ્ઝાયમા તેજ મહા પુરુષ અને મહાસતિઓના નામે અત્યારના પ્રતિક્રમણમાં

# ચંચળબાઇની પવિત્ર જીવનરેખા

પૂર્વના સમયમા અનેક સતિઓનાં જીવનચરિત્ર આપણુ અને વ્યાખ્યાનેમાં કાને સાંભળીએ છીએ, પુસ્તકોમાં વાંચીએ છીએ, તેમ વર્તમાન સમયમાં પણ નજરે જોઇએ છીએ, તેમ આવા ચરિત્રથી કે સદ્વર્તનના દષ્ટાંતથી અનેક બાઈ બાઇઓને લાભ થાય છે માટે અહીં સતિસિરોમણિ ચંચળબાઇનું જીવન થોડાંમા બતાવીએ છીએ,

આત્મા જ્ઞાનસ્વરૂપ છે તે જિનેશ્વરદેવ કહે છે, અનુભવે છે અને દરેકને તેવો આત્મા છે તે તરફ લક્ષ આપવા દરેક ભવ્યાત્માને તેઓ ઉપદેશ પણ કરે છે,

આત્મા પોતે પોતાની જ્ઞાન દષ્ટિમા લક્ષ રાખી મોક્ષમા જાય એજ આ ઉપદેશનો સાર છે. પણ મોક્ષમા જતા ઇંદ્રિયો તથા મનને વશ રાખવુ એ દુર્લભ છે, અને મોહમા પરવશ થઇ બધાએ જીવો ચોગતિ ચોકમા નવા નવા રૂપ લઈ નાટક કરી રહ્યા છે અને આપણી પણ તેજ સ્થિતિ છે, તેવું નાટક આપણે કરવા છતા આપણને જન્મ, બાળપણ, જુવાની, બુઢાપો, મરણ અને ગર્ભવાસ કાયમ છે, બાહ્ય સુખ છે, તેમ બાહ્ય કે અભ્યંતર દુ:ખ પણ ઘણું છે, તે દુ:ખ માંથી છુટવા માટે આત્મા ઓળખાન કરી જે જીવો નિર્મળ એવેમ પાળે છે કે બ્રહ્મચર્યના વ્રત પાળે છે, તેઓ ધન્ય વાદને યોગ્ય છે, અને પરમેશ્વરની સમજણમા તેજ મહ

પણ ઘરનુ સઘળુ કાર્ય માથે આવી પડે છે, અને ઘરેનું આભૂષણ સ્ત્રી છે તે પ્રત્યક્ષ સિદ્ધ કરી આપવું પડે છે.

આ ચંચળબાઈના પતિ છોટાલાલ મલુકચંદ શાહ હોલ વટવાના સ્ટેશન ઉપર સોમાભાઈના બંગલામા રહેલા છે અને જૈન આશ્રમમા આવતા કે બીજા પોતાને ત્યા આવેલા અતિથિઓની યથાશક્તિ વૈયાવચ્ચ (સેવા) કરે છે, અને જેઓ આગાસ આશ્રમમા એક ટ્રસ્ટી છે, જેમના હાથથી મેવાડમા કરાડી પાર્શ્વનાથ તથા પલાસલી કોટા અને નાગદાની વચમા તીર્થનો ઉદ્ધાર કરવામા તથા અગાશમા જૈન દેરાસર બાધવામા મુખ્ય રકમ આપનાર તેઓ છે, અને આ જૈન આશ્રમને વટવામા જમીન અપાવનાર પણ તેઓ છે, એવા અનેક ગુણે જેઓ સુશોભિત છે, તેમની સાથે સં. ૧૯૪૦, વૈશાખ સુદ ૬ લગ્ન થયુ પૂર્વે છોટાલાલભાઈના વડીલો મેસપરમા રહેતા, પાછળથી અમદાવાદમાં લુણસાવાડામા જુના ઉપાશ્રય જોડે ઘર લઈ અમદાવાદમા રહેલા હતા, ધીરે ધીરે વ્યાપારમા પડયા, પાલનપુર રાજ્યની હદમા રેલવેના કોંટ્રાકટર થયા, અને જુદે જુદે સ્થળે સુરો પીયન લોકોની નોકરીમા રહેતા ભક્ષ્યા ભક્ષ્યનો વિવેક પણ મુકવા માડયો, તે સમયે આ ધર્માત્મા પત્ની તેમની સાથે કલેશ કરવાને બદલે ધીરે ધીરે તેમને કુસંગથી લાગેલા કુવ્યસનોને છોડાવવા સમજાવવા ફતેહમંદ થયા, તેજ મોટામા મોટો ગુણ સતિઓનો વખણાયો છે તેમ

પુરૂષો, સ્ત્રીના દુર્ગુણ ઉપર, દ્વેષ ન કરતા ધીરે ધીરે તેને તેના માઠા ફળ, સમજાવી, ઠેકાણે લાવે તે, સત્પુરૂષો છે લખ થયા, પછી પતિપત્ની જો, આ પ્રમાણે મળીને, ચાલે, એક બીજાના દુર્ગુણો દૂર કરે, તો સંસારમાં સ્વર્ગ સમજાય છે, તેમ, અહીં ચંચળબાઇની રૂડીસલાહ અને સદ્વર્ત્તનથી પતિના બધા વિઘ્નો દૂર થયા અને મુંબાઇમા વ્યાપારમા છોટાલાલ જોડાયા અને પાછળથી સારી સ ગતિમા આવવા ખાતર જ અમદાવાદમા હઠીભાઇની વાડીમા દેરાસરના જોડા જોડ મોટે ભાડે વિશાળ મકાન રાખી ધર્મ સાધન કરવા લાગ્યા, જ્યારે, આ બાઇએ પોતાનું શરીર ક્ષીણ થતું જોયુ, તે સમયે પોતાના ભત્રીજા ચંદુલાલને ઠેઠ સુધી સહાયતા કરેલી, અને મરણઘાત જેવા કઠમાળના રોગથી ને કઠો રૂપિઆ ખર્ચી તેને સાજો કર્યો. તેને દુકાન કરી આપી, એટલુ જ નહિ, પણ છોટાલાલભાઇના મોટાં નામથી તથા દેરાસરમા દર્શન આવતા પોતાને ઘેરે આવેલા પુરૂષસ્ત્રીઓને તથા સાધુ સાધ્વીઓને શક્તિ સત્કાર આપી સાચુ સાધર્મી વાત્સલ્ય સાધવા લાગી, ગરીબોને દાન દેવા માડયુ, અને દાન સાથે શીયળ જોઇએ, તે પોતે પૂર્વે આગાશમાં, ધણી સાથે લીધેલ, છતા તેમની શુદ્ધી મુજબ સાધ્વીઓને બોલાવી તેમની સમક્ષ ફરીને શાસ્ત્રોક્ત વિધીએ ચોથુ વ્રત ઉચ્ચરી લીધુ, અને યથાશક્તિ તપશ્ચર્યા કરવા માડી અને નિર્મળ ભાવનાથી ધર્મ આરા-



# સૂયગડાંગ સૂત્ર.

## ભાગ ૪ થો.

## સ્કંધ બીજો.

## (સત્તરમું શ્રી પૌંડરીક અધ્યયન)

### ૐ નમ: શ્રીવીતરાગાય।

સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના પહેલા પુંડરીક અધ્યયનની ટીકાનું ગુજરાતી ભાષાંતર

. પહેલો શ્રુતસ્કંધ કહ્યો હવે બીજો શ્રુતસ્કંધ કહીયે છીયે. તેનો આ પ્રમાણે સંબંધ છે પહેલા શ્રુતસ્કંધમા જે અર્થ (વિષય) ટુંકાણમા કહ્યો તે આ શ્રુતસ્કંધ વડે ઉપપત્તિ (દ્રષ્ટાંત) પૂર્વક વિસ્તારથી કહીયે છીએ

- તે વિધિઓજ સારી રીતે સુગ્રહીત થાય છે કે જેઓનુ નામ ટુંકાણમા અને વિસ્તારથી કહેલુ છે, અથવા પૂર્વ શ્રુતસ્કંધમા જે વિષય કહ્યો, તે અહીં દ્રષ્ટાન્ત વડે સુખથી

મહાસ્કંધ છે, મિશ્ર તો તે તેજ મત્સ્યાદિ શરીર છે, ક્ષેત્ર મહત્ લોક તથા અલોકનું ભેગુ મળીને જે આકાશક્ષેત્ર છે, તે જાણવું કાળમહત્ સર્વ અદ્ધા (કાળ) જાણવો, ભાવમહત્ ઔદયિકાદિક શરીર ભાવરૂપપણે છ પ્રકારે છે, તેમાં ઔદયિક ભાવ સંસારિક જીવોમાં છે, તેથી ઘણાનો આશ્રય હોવાથી આશ્રી મોટો છે કાળથી પણ આ મોટો મોટો છે અનાદિ અનંત અભવ્યને આશ્રી છે, ભવ્યને આશ્રયી અનાદિ સાન્ત છે, સાદિસાંત નારકોની અપેક્ષા એ છે, ક્ષાયિકભાવ કેવળજ્ઞાન તથા દર્શનરૂપ છે, તે સાદિ અનંત છે, અને કાળથી મહાન્ છે, ક્ષાયોપશમિક બહુનો આશ્રયી અને અનાદિ અનંત હોવાથી મહાન્ છે, ઔપશમિક પણ દર્શન તથા ચારિત્ર મોહનીય અનુદયપણે તથા શુભભાવપણે હોવાથી મહાન્ છે, પારિણામિક બધા જીવોને તથા અજીવોને આશ્રયી હોવાથી તથા આશ્રય મોટો હોવાથી તે મહાન્ છે, સાન્નિપાતિક પણ ઘણાનો આશ્રય હોવાથી તે મહાન્ છે, એમ મહત્ કહ્યું. હવે અધ્યયનના નિક્ષેપા કહે છે,

णाम ठवणा दविए खेत्ते काले महंत भावे य
एसो खलु अज्झयणे निक्खेवो छव्विहो होति। नि. १४३

હવે અધ્યયનના પણ નામ વિગેરે છ પ્રકારના નિક્ષેપા દેખાડવા, નિર્યુક્તિકાર કહે છે, 'અધ્યયનના નામાદિક છ નિક્ષેપા છે, તે બીજી જગ્યાએ (આચારાંગમાં) વિસ્તારથી

બોધ થવા માટે કહે છે, આ સંબંધે આવેલા આ શ્રુતસ્કંધમાના સાત મહા અધ્યયનો કહીએ છીએ, મોટા અધ્યયનો તે મહા અધ્યયનો છે, કારણ કે પહેલા સ્કંધના કહેલા અધ્યયનો કરતા આ બીજા શ્રુતસ્કંધના અધ્યયનોમા ઘણો અર્થ હોવાથી મોટા છે તેથી મહત્ તથા અધ્યયન એ શબ્દોના નિક્ષેપા કહે છે,

णाम ठवणा दविए खेत्ते काले तहेव भावे य
एसो खलु महतंमि निक्खेवो छव्विहो होति। नि १४२

નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી મહત્ શબ્દનો નિક્ષેપો છ પ્રકારે થાય છે, નામ સ્થાપના સુગમ છે, દ્રવ્ય મહત્ આગમથી તથા નોઆગમથી એમ બે પ્રકારે છે, આગમથી જ્ઞાતા (જાણનારો) પણ ઉપયોગ (લક્ષ) ન હોય, પણ નોઆગમથી તો જ્ઞશરીર ભવ્યશરીરથી જુદો સચિત્ત અચિત્ત અને મિશ્ર એમ ત્રણ પ્રકારે છે, તેમાં પણ સચિત્ત દ્રવ્ય મહત્ (મોટુ) ઔદારિકાદિ શરીર છે, જે એક હજાર જોજનનું માછલાનુ શરીર હોય છે, પણ વૈક્રિય શરીર લાખ જોજનના પ્રમાણનુ હોય છે, તૈજસ કાર્મણ તો લોકાકાશ પ્રમાણના હોય છે, (આ બને શરીરો કેવલિ સમુદ્ઘાત વખતે હોય છે,) તેથી ઔદારિક વૈક્રિય તૈજસ કાર્મણરૂપ ચારે પ્રકારના શરીરો છે, તે દ્રવ્ય સચિત્ત મહત્ (મોટા) છે, અચિત્તદ્રવ્ય મહત્ તો બધા લોકમા વ્યાપી અચિત્ત

મહાસ્કંધ છે, મિશ્ર તો તે તેજ મત્સ્યાદિ શરીર છે, ક્ષેત્ર મહત્ લોક તથા અલોકનું ભેગુ મળીને જે આકાશક્ષેત્ર છે, તે જાણવું કાળમહત્ સર્વ અદ્ધા (કાલ) જાણવો, ભાવમહત્ ઔદયિકાદિક શરીર ભાવરૂપપણે છ પ્રકારે છે, તેમા ઔદયિક ભાવ ન સારિક જીવોમા છે, એથી ઘણાનો આશ્રય હોવાથી મોટો છે, કાલથી પણ આ મોટો છે અનાદિ અનત અભવ્યને આશ્રયી છે, ભવ્યને આશ્રયી અનાદિ સાન્ત છે, સાદિસાત નારકોની અપેક્ષા એ છે, ક્ષાયિકભાવ કેવળજ્ઞાન તથા દર્શનરૂપ છે, તે સાદિ અનત છે, અને કાળથી મહાન્ છે, ક્ષાયોપશમિક બહુનો આશ્રયી અને અનાદિ અનત હોવાથી મહાન્ છે, ઔપશમિક પણ દર્શન તથા ચારિત્ર મોહનીય અનુદયપણે તથા શુભભાવપણે હોવાથી મહાન્ છે, પારિણામિક બધા જીવોને તથા અજીવોને આશ્રયી હોવાથી તથા આશ્રય મોટો હોવાથી તે મહાન્ છે, સાન્નિપાતિક પણ ઘણાનો આશ્રય હોવાથી તે મહાન્ છે, એમ મહત્ કહ્યુ, હવે અધ્યયનના નિક્ષેપા કહે છે,

णाम ठवणा दविए खेत्ते काले तहेव भावे य
एसो खलु अज्झयणे निक्खेवो छव्विहो होति। नि. १४३

હવે અધ્યયનના પણ નામ વિગેરે છ પ્રકારના નિક્ષેપા દેખાડવા નિર્યુક્તિકાર કહે છે, 'અધ્યયનના નામાદિક છ નિક્ષેપા છે, તે બીજી જગ્યાએ (આચારાંગમા) વિસ્તારથી

કહ્યા છે તેથી અહીં કહેતા નથી આ શ્રુતસ્કધમાં સાત મોટાં અ'ધ્યયનો છે તેમા પહેલુ પોડરીક નામનુ છે તેના ઉપક્રમ વિગેરે ચાર નિક્ષેપા કહેવા જોઇએ તેમા ઉપક્રમ, આનુપૂર્વી નામ પ્રમાણ વક્તવ્યતા અર્થાધિકાર અને સમવતાર એમ છ ભેદ છે તેમા પૂર્વાનુપૂર્વીમા આ પહેલુ છે પશ્ચાનુપૂર્વીમાં સાતમુ છે અને અનાનુપૂર્વીમા તો એકથી સાત સુધી ગુણાકાર કરતા ૫૦૪૦ થાય તેમાથી બે બાદ કરતા ૫૦૩૮મા કોઇપણ જગ્યાએ હોય

નામમાંતો છ નામ છે તેમા જાણવું તે છ નામમા ક્ષાયોપશમિક ભાવમા જાણવું કારણ કે બધા સિદ્ધાતોનો ભણવા ગણવા રચવાનો ક્ષાયોપશમિક ભાવજ હોય છે

પ્રમાણચિંતામા જીવગુણના પ્રમાણમા છે વક્તવ્યતામા સામાન્ય રીતે બધા અધ્યયનોમા જૈન સિદ્ધાતની વાત છે અર્થાધિકાર પુડરીકની ઉપમાએ જૈનસિદ્ધાતનો ગુણસ્થાપન નો છે સમવતારના જ્યા જ્યા તેનો અવતાર થાય ત્યા હમણા કહી બતાવ્યું છે

પછી નિક્ષેપ આવે છે તે નામ નિષ્પન્ન નિક્ષે- આ અધ્યયનનું નામ છે તેના નિક્ષેપા છે

खेत्ते काले य गणण सठाणे ।
ो पुडरीयस्स । नि. १४४

નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ ગણના સસ્થાન અને ભાવ એમ આઠ પ્રકારે પૌંડરીકશબ્દનો નિક્ષેપો છે તેના નામ અને સ્થાપના એ બે સુગમ હોવાથી તેને છોડીને દ્રવ્ય નિક્ષેપો કહે છે.

जो जीवो भविओ खलु-त्ववज्जिकाओ य पुडरीयमि।
सो दव्वपुंडरीओ भावमि विजाणओ भणिओ। नि १८०

જે કોઇ પ્રાણધારણ કરનારો જીવ ભવિષ્યમા પૌંડરીક થશે તે આશ્રયી લ ખ્યછે તે બતાવે છે પોતાના કર્મના તેવા ઉદયને લીધે જે જીવ વનસ્પતિકાયમા કમળરૂપે આતરાવિના બીજા ભવમા થશેજે તે આશ્રયી દ્રવ્ય પૌંડરીકછે (ખલુ શબ્દ વાકયની શોભારૂપ છે) ભાવ પૌંડરીક તો આગમથી પૌંડરીક પદાર્થનો જાણનારો તથા તેમા ઉપયોગ હોય છે એથી એ દ્રવ્ય પૌંડરીકનેજ વિશેષથી બતાવે છે

एगभविए य बद्धाउए य अभिमुहियनामगोए य।
एते तिन्निवि देसा दव्वमि य पोडरीयस्स। नि. १४३

એક ભવ કર્યા પછી તરત બીજા ભવના આતરા વિના પૌંડરીક જાતિના કમળમા ઉત્પન્ન થાય તે એકભવિક જાણવો તથા આયુ બાધીને મરીને તરત પુડરીક જાતિના કમળમા ઉત્પન્ન થાય તે બીજે ભાગો છે (આ બે ભેદમા ફેર એટલોજ છે કે પહેલામા પુડરીકનુ આયુ બાધ્યુ નથી, અને બીજામા બાધ્યુ છે) ત્રીજે ભાગો તો મરવાના એક

સમય પહેલા પુંડરીકનુ આયુ બાધીને અભિમુખ નામગોત્ર થઇને બીજા સમયમા આતરાવિના પુંડરીકમા ઉત્પન્ન થાય તે જાણવો (ઉત્પન્ન થયા પછી ભાવ પુંડરીક છે) આ ત્રણે આદેશો (ભાગા) દ્રવ્ય પુંડરીકને લાગુ પડે છે

भूतस्य भाविनो वा भावस्य हि कारणं तु यल्लोके ।
तद्द्रव्यं तत्त्वज्ञैः सचेतनाचेतनं कथितम् ॥१॥

તત્ત્વને જાણનારા પુરૂષોએ દ્રવ્ય તેને જ કહ્યુ છે કે જે ભાવ (પદાર્થના પર્યાય)નુ ભૂત (પૂર્વ) અને ભવિષ્ય (પછી)નું કારણ છે (જેમ દહીં છે તેનુ દ્રવ્ય દૂધ એ પૂર્વનુ રૂપ છે અને છાશ એ પછીનું રૂપ છે તે બને દહીંના દ્રવ્ય ગણાય) હવે આ પોંડરીક કમળ માફક આગળ નષ્ટ ગયેલા નિર્મળ ચારિત્રવાળા પુંડરીકનું દૃષ્ટાત છે, અને મલીન ચારિત્રવાળા પતિત કંડરીકનુ દૃષ્ટાત નિર્યુક્તિકાર બતાવે છે,

नेरिन्च्छिया मणुस्सा देवगणा चेव होंति जे पवरा
ते होंति पुडरिया सेसा पुण कडरिया उ ॥नि.१४७॥

તે પુંડરીક અને કંડરીક ભાઇ માફક જે શોભાયમાન છે તે પાંડરીક અને અશોભનીક કંડરીક છે, નિર્યુક્તિકારે સુખની અપેક્ષાએ નરક છોડીને બાકીની ત્રણ ગતિને પુંડરિકની ઉપમા આપી છે, કે ત્યા કંઇપણ શોભાયમાન પદાર્થો છે,

પણ નરકમાં તો બધાજ ગરા પદાર્થ માટે કડરીક છે,
હવે તિર્યંચ ગતિમા પુંડરીક છે, તે કહે છે,

जलचर थलचर खयरा, जे पवरा चेव होंति कंता य।
जेअ सभावे अणुमया ते होंति पुंडरीया उ ॥नि १४८॥

જલચરોમા માછલા હાથી મગર વિગેરે પુંડરીક છે, સ્થલચરમા સિંહ બળદ વર્ણરૂપ વિગેરે ગુણ યુક્ત છે, તથા ઉરપરિસર્પમા મણિધારી સાપો છે, ભૂજપરિસર્પમા નોળીયા વિગેરે છે, ખેચરમા હંસ મોર વિગેરે છે, એ પ્રમાણે કુદરતથીજ જે લોકમા માનીતા ગણાય તે પૌંડરીક માફક શ્રેષ્ઠ જાણવા, હવે મનુષ્ય ગતિમા પુંડરીક બતાવે છે

अरिहंत चक्कवट्टी चारण विज्जाहरा दसारा य
जे अन्ने इड्ढिमंता ते होंति पोंडरीया उ ॥१४९॥

સર્વથી શ્રેષ્ઠ પૂજાને યોગ્ય તે અર્હંતો છે, તે નિરૂપમ રૂપ વિગેરે ગુણોથી ભરેલા છે, તેમજ ભરતખંડના છ વિભાગના સ્વામી ચક્રવર્તીઓ છે, વળી જઘાચારણ વિદ્યાચારણ મુનિવરો છે તેઓ અનેક પ્રકારે આશ્ચર્ય પમાડે તેવી લબ્ધિઓવાળા મહા તપસ્વીઓ છે, તથા વિદ્યાધરો વૈતાઢ્ય પર્વત ઉપરના નગરોના રાજાઓ છે, તથા હરિવંશ કુલમા જન્મેલા દશારા નામના ક્ષત્રિયો છે, આ કહેવાથી બીજા ઉત્તમ કુળોમા જન્મેલા ઇક્ષ્વાકુ વિગેરે

पण जाणवा, तेज बतावे छे, जे बीजा मोटी ऋद्धिवाळा क्रोडीश्वर मोटा शेठीया छे, ते बधा पौंडरीको छे (तु शब्दथी बीजा लेवाने कहे छे) वळी बीजा जे विद्या कळाना समूहथीयुक्त होय ते पण पौंडरीक जाणवा, हवे देवगतिमा उत्तमोनुं पौंडरीकपणुं बतावे छे,

भवणवइ वाणमंतर जोतिस वेमाणियाण देवाण
जे तेसिं पवरा खलु ते होंति पुंडरिया उ ॥१६०॥

भुवनपति व्यंतर ज्योतिषी अने वैमानिक देव, ए चारे देवनिकायोमा जे श्रेष्ठ एवा इंद्र तथा इंद्रना सामानिक देवो विगेरे छे ते पौंडरीक नामे जाणवा हवे अचित्त वस्तुओमानुं प्रधानपणुं बतावे छे,

कसाण दूसाण मणि मोत्तिय सिल पवालमादीण
जे अ अचित्ता पवरा ते होति पोंडरीया उ ॥१६१॥

कासाना जे थाळ टो विगेरे बनावे ते, तथा वस्त्रोमा चीनना रेशमी वस्त्रो विगेरे तथा मणिओमा इंद्रनील वैडूर्य पद्मराग विगेरे रत्नो छे, तथा मोतीओमा जे रंग आकार प्रमाणथी श्रेष्ठ होय छे ते, तथा शिलाओमा पांडु कंबल विगेरे छे, ज्यां तीर्थंकरोना जन्माभिषेक वखते सिंहासन मुकाय छे ते प्रमाणे परवाळामा जे उत्तम रंग विगेरेवाळा होय ते, आदि शब्दथी उत्तम जातिनुं सोनुं

તથા-સોનાના બનેલા ઘરેણા વિગેરે લેવો આ પ્રમાણે ઉપર બતાવેલા કાસા વિગેરેની ઉત્તમ વસ્તુઓ વિગેરે છે તે અચિત્ત પૌંડરીક જાણવા

મિશ્રદ્રવ્ય પૌંડરીકમા તો તીર્થંકર ચક્રવર્તી વિગેરે જેમણે શ્રેષ્ઠ કડાં બાજુબંધ મુકુટ વિગેરે પહેરેલા હોય દ્ર-યપૌંડરીક પછી ક્ષેત્ર પૌંડરીક કહે છે (તે પહેલા) ટીપ્પણમા આપેલી ગાથા અને તેનો અર્થ કહીયે છીયે

अचित्तमीमगेसु दव्वेसु जे य होंति पवरा उ।
ते होंति पोंडरीया सेसा पुण कडरीया उ ॥१॥

આ ગાથા કોઇ પ્રતમા છે તેથી તેની ટીકા નથી પણ તેનો સાર આ છે કે—અચિત્તતથા મિશ્ર દ્રવ્યોમા જે ગુણોથી ઉત્તમ હોય તે પુડરીક છે અને બાકીના કડરીક છે)

जाइ खेत्ताइ खलु सुहाणुभावाइं होंति लोगंमि।
देवकुरुमादियाइं ताइं खेत्ताइ पवराइं ।१५२।

જે દેવકુરૂ વિગેરે ક્ષેત્રોમા સારા અનુભાવ( રસ )થી શ્રેષ્ઠવસ્તુઓ થાય તે આધારે તે-ક્ષેત્રો પણ પાઉંડરીક નામે જણાયછે હવે કાલ પૌંડરીક કહે-છે

जीवा भवट्ठिनीए कायठितीए य होंति जे पवरा।
ते होंति पोंडरीया अवसेसा कडरीया उ ।१५३।

જે જીવો ભવસ્થિતિથી તથા કાયસ્થિતિ અર્થાત્ દેવલોક કે મનુષ્ય વિગેરેમાં જન્મેલા હોય અને શરીરનો રગ વિગેરે કોઈનો કાળ સુદર રહે તે કાળપોડરીક જાણવા બાકીના કડરીક જાણવા તેમા ભવસ્થિતિમા અનુત્તરવિમાનના દેવો પ્રધાન છે કારણકે ચ્યવે ત્યા સુધી શુભ અનુભાવ હોય છે અને કાયસ્થિતિમા મનુષ્યો સારા કામ અને સારો આચાર પાળનારી સાત કે આઠ ભવસુધી મનુષ્યજન્મમા પૂર્વકોડી વર્ષનુ આઉખુ પાળીને તરતજ ત્રણ પલ્યોપમના આઉખ્ય વાળા મનુષ્ય તથા દેવનુ સુખ ભોગવે છે માટે તે કાયસ્થિતિએ પોડરીક છે બાકીના કડરીક છે કાલપોડરીક ૧ ગણના અને સસ્થાન પોડરીક બતાવે છે

गणणाए रज्जू खलु सठाण जेव होंति चउरस
एयाइ पोडरीगाइ होति सेसाइ इयराइ ।१५४।

ગણત્રી વડે પોડરીક ચિતવતાં દશ પ્રકારના ગ રજ્જુ ગણિત પ્રધાનપણે હોવાથી પોડરીક છે ગણિત આ પ્રમાણે છે

परिकम्म रज्जु रासी ववहारे तह कला
पुग्गल जाव ताव घणं य घणवग्ग वग्गे

પરિકર્મ ૧ રજ્જુ ૨ રાશિ ૩ વ્યવહાર
કલ ૬ ઘન ૭ ઘનમૂલ ૮ વર્ગ ૯

છ સંસ્થાન ચિંતવતાં સમચોરસ સંસ્થાન પ્રવર હોવાથી તે સંસ્થાન (શરીરનો આકાર) શ્રેષ્ઠ છે; એટલે રજ્જુ ગણિત તથા સમચોરસ સંસ્થાન પુંડરીક છે, બાકીના પરિકર્માદિક ગણિત તથા ન્યગ્રોધ પરિમંડલ વિગેરે સંસ્થાનો કંડરીક જાણવા, હવે ભાવ પૌંડરીક કહે છે,

ओदइए उवसमिए खइए य तहा खओवसमिए अ
परिणामसन्निवाए जे पवरा तेवि ते चेव । नि. १५७ ।

ઔદયિકભાવમાં તથા ઔપશમિક ક્ષાયોપશમિક પારિણામિક અને સાંનિપાતિકભાવમાં વિચારતાં તેઓમાં જે પ્રધાન ઔદયિક વિગેરે ભાવો છે તે અહીં લેવા તથા ઔદયિકભાવમાં તીર્થંકરો અનુત્તર ઉપપાતિક દેવતાઓ તથા સોપાખડીવાળા ધોળાં કમળો પૌંડરીક જાણવા ઔપશમિકભાવમાં સંપૂર્ણ મોહશાંતવાળા સાધુ જાણવા ક્ષાયિકમાં કેવળજ્ઞાની લેવા ક્ષાયોપશમિકમાં વિપુલમતિ મનઃપર્યવજ્ઞાની તથા ચૌદપૂર્વી અને પરમાવધિઓ થોડાંકે બધા લેવા પારિણામિકમાં ભવ્ય જીવો લેવા સાંનિપાતિકમાં બે ત્રણ વિગેરે સંયોગમાં સિદ્ધ વિગેરે પોતાની બુદ્ધિએ પૌંડરીકપણે વિચારવા બાકીના કંડરીક જાણવા અથવા બીજી રીતે પૌંડરીક બતાવે છે

अहवावि नाणदंसणचरित्तविणए तहेव अज्झप्पे।
जे पवरा होंति मुणी ते पवरा पुंडरीया उ ।१५८।

અથવા ભાવપોંડરીક આ છે - સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્રમાં તથા વિનયમાં અધ્યાત્મમાં ધર્મધ્યાન વિગેરેમાં જે શ્રેષ્ઠ મુનિઓ છે તેમને પૌંડરીક જાણવા, બાકીના કંડરીક ગણવા આ પ્રમાણે આઠ પ્રકારે પૌંડરીકનો નિક્ષેપો બતાવી જેનાવડે અધિકાર છે તે કહે છે

एत्थ पुण अहिगारो वणस्सतिकाय पुंडरीएण।
भावंमि अ समणेण अज्झयणे पुंडरीअंमि ।१७०।

અહીં દૃષ્ટાંતના પ્રસ્તાવમાં સચિત્ત તિર્યંચ યોનિમાં એકેંદ્રિય વનસ્પતિકાય (સફેદ પુંડરીક કમળ) જે જળમાં કમળ ઉગે છે તેના વડે પ્રયોજન છે અથવા ઔદયિકભાવે રહેલ વનસ્પતિકાયના સો પાખડીવાળા સફેદ કમળથી છે અને ભાવમાં સમ્યગ્ દર્શનજ્ઞાન ચારિત્ર વિનય અને અધ્યાત્મમાં રમણતા કરનારા સુસાધુથી આ અધ્યયન પુંડરીક નામનું છે તેમાં તેવા સાધુની જરૂર છે અર્થાત્ સુંદર સફેદ નિર્મળ વનસ્પતિકાયનું સો પાખડીવાળું કમળ લેવું અને તેની જોડે જ્ઞાનદર્શન ચારિત્રથી યુક્ત ઉત્તમ સાધુથી પુંડરીક કમળની સરખામણી કરવી

નિક્ષેપ નિર્યુક્તિ પુરી થઇ અને હવે સૂત્રસ્પર્શિક નિર્યુક્તિનો અવસર છે તે સૂત્ર સાથે હોય અને સૂત્ર સૂત્રાનુગમમાં હોય તે અવસર આવ્યો હોવાથી અટક્યા વિના શુદ્ધ ઉચ્ચારે સૂત્ર કહે છે —

यं मे आउसंतेणं भगवया एवमक्खायं
इखलु पोंडरीए णामज्झमणे. तस्स णं
यमट्ठे पण्णत्ते–से जहणामए पुक्खरिणी
या वहुउदगा वहुसेया वहुपुक्खला लद्धट्ठा
डरिकिणी पासादिया दरिसणिया अभिरूवा
डिरूवा तीसे णं पुक्खरिणीए तत्थ तत्थ
से देसे तहिं, तहि वहवे पउमवरपोंडरीया
इया, अणुपुव्वुट्ठिया ऊसिया रूइला व-
गमंता गंधमंता रसमंत। फासमंता पासा-
दिया दरिसणिया अभिरूवा पडिरूवा, तीसे
, पुक्खरिणीए वहुमज्झदेसभाए एगे महं
उमवरपोंडरीए बुइए, अणुपुव्वुट्ठिए उस्सिते
इले वन्नमंते गंधमंते रसमंते फासमंते पा-
ादीए जाव पडिरूवे। सव्वावंती च णं

तीसे पुक्खरिणीए तत्थ तत्थ देसे देसे तहिं तहिं बहवे पउमवरपोंडरीया बुइया अणुपुव्वुट्ठिया ऊसिया रुइला जाव पडिरूवा, सव्वावंती च णं तीसे णं पुक्खरिणीए बहुमज्झदेसभाए एगं महं पउमवरपोंडरीए बुइए अणुपुव्वुट्ठिए जाव पडिरूवे ॥१॥

આયુવાળા ભગવાન પાસે મે આવુ સાભળ્યું, કે આ પૌંડરીક નામના અધ્યયનમા આ પ્રમાણે વિષય કહ્યો છે, કે કોઈ સારી પુષ્કરણી કમળોથી ભરેલી વાવડી કે તળાવડી બાંધેલી હોય, તેમા બહુ પાણી હોય, બહુ કાદવ હોય અને બહુ પુરી ભરેલી હોય, તે પુષ્કરણી લબ્ધ અર્થ જાણીતી છે કે જે ઘણા પુડરીક કમળોવાળી છે, તે પ્રસન્ન કરનારી દર્શનીય અભિરૂપ-જળચરોવાળી પડિરૂવ-નિર્મળતાથી દર્પણ માફક પડછાયો પડે તે વાવડીમા તે તે ભાગોમા ત્યા ત્યા ઘણા પદ્મકમળો અને પુડરીકકમળો વર્ણવ્યા છે, તે કમળો અનુક્રમે ખીલેલા પાખડીઓ વિકસ્વર થઈ ઉંચી આવેલી રૂચિર (મનોહર) આખને ગમે તેવા રગના, નાકને ગમે તેવી સુગધના, રસવાળા, કોમળ સ્પર્શવાળા, પ્રાસાદિક દર્શનીય અભિરૂપ પડિરૂપ (રૂડા રૂપાળા) કમળો છે,

તે વાવડીના બરોબર મધ્ય ભાગમાં એક ઘણુ મોટુ કમળોમા શ્રેષ્ઠ એવુ ઘણુ સુંદર કમળ છે, તે પણ ખીલેલુ ઉચી પાખડીવાળુ રૂચિર વર્ણ ગંધ રસ સ્પર્શથી યુક્ત પ્રસન્નતા કરનારૂં રૂપાળુ છે,

આ વાવડીમાં બધી દિશાએ કમળો છે, તે પૂર્વે કહેલા માફક રૂપ રૂપાળા છે, તેમા વચમા પૂર્વે કહેલું એક સુંદર મનોહર ખીલેલુ કમળ છે

ટીકાના અર્થમા વિશેષતા

પ્રથમ સ્કધનો છેલ્લો સૂત્ર સાથે આ સ્કધના પહેલા સૂત્રનો સબધ કહેવો, તે આ પ્રમાણે છે પૂર્વે કહ્યું કે "તમે આ પ્રમાણેજ જાણો માનો, જે ભગવાને મને કહ્યુ છે, તે હું કહું છું" તેજ પ્રમાણે આ સ્કધમા કહ્યું કે મે આયુવાળા ભગવાન પાસે આવુ સાંભળ્યુ, તેમજ પ્રથમ સૂત્રમા કહ્યું કે જે ભગવાને કહ્યુ, તે મે સાંભળ્યુ, તે તમે સમજો,

પ્ર—ભગવાને શું કહ્યુ ?

ઉ—આ સૂત્રકૃતાગ સૂત્રમા બીજા સ્કધમા પૌંડરીકકમળ જેએો સફેદ પાખડીવાળુ હોય તેની ઉપમા છે, તેથી તેનુ નામ પુંડરીક છે, એવું કહ્યુ, તે બરોબર છે, અહીં દ્રષ્ટાન્ત પુષ્કરિણી પુષ્કર પદમકમળો જેમા હોય તે વાવડી, જેમા ઘણું અગાધ પાણી હોય, જેમા ચાલતા ઘણો લેપ, ચીકે

તેવો સેય-કાદવ વણો હોય, અથવા ઘણા ધોળા કમળો હોય તેથી તથા ઘણુ નિર્મળ સફેદ પાણી હોય તેથી બહુશ્વેતા (સફેદ-ધોળી) છે, તથા બહુ પુષ્કળ-ઘણા પાણીથી ભરેલી તથા પુષ્કરિણી જેવુ નામ તેવો તેનો અર્થ (વસ્તુ) છે, તેથી લબ્ધાર્થ છે, અથવા જેણે આસ્થાન-પ્રતિષ્ઠા મેળવી માટે લબ્ધાસ્થા છે, વળી પોંડરીક સફેદ કમળો તેમા છે, માટે પોંડરિકીણી (ઘણાપણામા વાળો પ્રત્યય વપરાય છે માટે) ઘણા કમળોવાળી છે, વળી પ્રસાદ-પ્રસન્નતા નિર્મળ જળવાળી માટે તે પ્રસાદિકા અથવા પ્રાસાદ-જિન મદિરો જેમા ચારે બાજુએ છે માટે પ્રાસાદિકા છે, દર્શનીયા-શોભાયમાન સારા સનિવેશ (રહેઠાણ)થી દેખવા જેવી છે તથા સમીપે રહેલા છે રૂપ-રાજહસ ચક્રવાક સારસ વિગેરે જળચરો છે, અથવા ક્રીડા કરવા માટે તેના પાણીમા હાથી, પાડા હરણોના ટોળા વિગેરે છે, અથવા જળચર હાથી તથા મગર વિગેરેથી તે અભિરૂપ છે, તથા પ્રતિ રૂપ-નિર્મળતાથી જેમા બધે પડછાયો દર્પણ માફક પડે માટે પ્રતિરૂપ છે, અથવા તેના અતિશોરૂપથી તેના પ્રતિબિબ (ચિત્રો) લોકો પોતાને ઘેર કરાવે છે,

અથવા પ્રાસાદિકદર્શનીયા અભિરૂપ અને પ્રતિરૂપ એ ચારે એક જ અર્થમા છે, તે વાવડી ઘણી રમણીય છે તેથી અતિરૂપ બતાવવા માટે કહેલ છે, હવે ત્યા-ત્યા એમ બેવડુ પદ લેવાથી પુડરીકો ઘણા છે, તેવુ કહ્યુ તથા દેશે દેશે આથી અધિક ભાગમા

તેથી પણ વધારે કમળો છે, એટલે ત્યા ત્યા (જ્યા જ્યા) બધે સ્થળે કમળો છે, એવી એક પણ જગ્યા નથી કે તે તળાવડીમા થોડા પણ કમળો ન હોય, અથવા તત્ર તત્ર દેશે દેશે એ બતાવવાથી ભાગના ભાગમા પણ કમળો છે, અથવા તત્ર તત્ર દેશે દેશે ત્યા ત્યા એમ ત્રણ બેવડા પદ લેવાથી એક અર્થ છતા ઘણા કમળો છે, એવુ મોટું પદ વાવડીને આપ્યું, કે તે વાવડીમા બધા ભાગોમા પદમકમળો તેજ સુદર ધોળા પૌડરીક કમળો છે, ( પદમ શબ્દ એટલા માટે લીધો કે પૌંડરીકનો અર્થ ધોળુ છત્ર થાય, વાઘ થાય તે અર્થ ન લેતા ફક્ત ધોળાં કમળોનો અર્થ લેવો )

(પદમ સાથે પૌડરીક લેવાનુ કારણ સો પાખડીવાળુ સફેદ કમળ લેવુ વર શબ્દથી શ્રેષ્ઠ કમળો જ લેવાનો છે )
આ પ્રમાણે શ્રેષ્ઠ ઘણાં પાંડરીક કમળો તળાવડીમા બતાવ્યાં, આનુપૂર્વી–અનુક્રમે વિશિષ્ટ રચનાથી તથા કાદવ અને પાણી ઉપર ઉચ્છ્રિત-ઉચા રહ્યાં છે, તથા રૂચિ, કાંતિ, લાવણ્યતા તે રૂચિલ ( મનોહર ) છે, તેજ પ્રમાણે શોભનીક વર્ણ ગધ રસ અને સ્પર્શવાળા છે, તેજ પ્રમાણે પ્રાસાદિક દર્શનીય, અભિરૂપ પ્રતિરૂપ કમળો તેની સુદરતા બતાવે છે

આવી તળાવડી જેમા બધી બાજુએ પદ્મ કમળો વીંટાયેલા છે, તેના બરોબર મધ્ય ભાગમા એક મહા પદમવર પૌંડરીક અનુક્રમે સૌથી ઉચુ મનોહર વર્ણ ગધ રસ સ્પર્શવાળુ છે, તેમજ પ્રાસાદિક દર્શનીય અભિરૂપતર

પ્રતિરૂપ તર (સૌથી શ્રેષ્ઠ) છે, સર્વત્રથી પ્રથમના બે સૂત્ર કરતા આ વિશેષ છે કે તળાવડીને બધે ફરતા ચોમેર કમળો છે, તેમા મધ્ય ભાગમા આ સૌથી સુદર કમળ છે (વાકયમા આવેલા ચ સામટો અર્થ લેવા માટે છે, ણુ ફક્ત વાકયની શોભા માટે છે)

આવી તળાવડીના પૂર્વ ભાગમાથી કોઈ એક પુરૂષ સામે આવીને તે તળાવડીના કિનારે બેસીને બધા કમળોમા શ્રેષ્ઠ એવુ કમળ જોઇને પૂર્વ દિશામાં ઉભો રહેલો તે આવી નીતિ (રીતિ) એ બોલે,

**अह पुरिसे पुरित्थिमाओ दिसाओ आगम्म तं पुक्खरिणीं तीसे पुक्खरिणीए तीरें ठिच्चा पासंति तं महं एगं पउमवर पोडरीयं अणुपुव्वुट्ठियं ऊसियं जाव पडिरूवं। तए णं से पुरिसे एवं वयासी, अहमंसि पुरिसे खेयन्ने कुसले पंडिते वीयत्ते मेहावि अवाले मग्गत्थे मग्गविऊ मग्गस्स गतिपरक्कमण्णू अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि**

**त्ति कट्टु इति बुया से पुरिसे अभिक्कमेति तं पुक्खरिणीं, जावं जावं च णं अभिक्कमेइ तावं तावं च णं महंते उदए महंते सेए पहीणे तीरं अपत्ते पउमवर पोंडरीयं णो हव्वाए णो पाराए,अंतरा पोक्खरिणीए सेयंसि निसण्णे पढमे पुरिसजाए ॥२॥**

હવે કોઈ પુરૂષ પૂર્વ દિશામાથી આવીને તે તળાવડીના તીરે બેસીને તે તળાવડીને દેખે છે, તે વખતે પેલુ સૌથી મોટુ શ્રેષ્ઠ કમળ બરોબર ગોઠવાયેલુ ઉચુ રહેલુ સુગધ વિગેરે શુભોનાળુ હોય, તે વખતે આ પુરૂષ આ પ્રમાણે બોલે, કે હુ પોતે પુરુષ છુ, ખેદ સહન કરનારો બળવાન છુ કુશળ છુ પડિત વ્યક્ત-જુવાન છુ મેધાવી-બુદ્ધિવાળો છુ અબાલ સોળ વરસ ઉપર (વીસ વરસ)નો જુવાન છુ માર્ગસ્થ માર્ગમા રહી માર્ગને જાણનારો છુ, તથા પરાક્રમને જાણનારો છુ આવા બધા ગુણવાળો હુ હોવાથી તે વચલા પદમવર કમળને ઉખેડી લાવુ, આ પ્રમાણે કહી ત્યા જતા છતા ન પહોચે, તેમ કાદવ તથા પાણીની ઉડાઈને લીધે ત્યા ખુચીને કિનારે ન પહોચે, તેથી, તીરે ન પહોચે પણ

તળાવડીના વચમા ઘણા કાદવમા ખુચી જાય આ પહેલો પુરૂષ જાણવો;

ટીકાનો વિશેષ અર્થ,

હુ પુરૂષ છુ—તથા ખેદજ્ઞ, (ટીકાકારે અથવા-છપાવનારે અર્થ કર્યો નથી) તે કમળ લેવાની ઈચ્છાવાળો કહે છે કે હુ ખેદ તે આ કમળ લાવતા કેટલો શ્રમ થશે તે હુ જાણું છુ કુશલ-હિતમા પ્રવર્ત્તુ, અહિતને છોડુ તેમા, નિપુણ તથા પાપથી દૂર માટે પંડિત ધર્મ તથા દેશનો તથા ક્ષેત્રનો જાણ છુ વ્યક્ત-બાળવયથી ઉપર પરિણત (સમજવાની) બુદ્ધિવાળો, મેધાવી-નીચે ઉપર કુદવાના ઉપાય જાણનારો અબાલ-મધ્યમ વય સોળ વરસની ઉપરનો માર્ગ-સ્થ ઉત્તમ પુરૂષોએ આચરેલા માર્ગે ચાલતો, માર્ગ વેત્તા (જાણનારો) માર્ગની ગતિ વડે પરાક્રમ કરવાનું જાણનારો અથવા આત્માનું બળ જાણનારો—આવા ગુણોવાળો પૂર્વે બતાવેલા ઉત્તમ ગુણોવાળુ કમળ તળાવડીના મધ્ય ભાગમા રહેલાને હુ ઉખેડી લાવીશ એમ જાણીને હુ આવ્યો છુ આવુ દેખી વિચારીને તે તળાવડી તરફ જાય, પાણીમા ઉતરી તે તરફ જાય તેવામા તે તળાવડીમા ઘણું ઉંડુ પાણી તથા બહુ કાદવ હોવાથી તે પાણી કાદવથી અકળાયલો પ્રહીણ-વિવેક હીન થઈને અથવા તીરથી ભ્રષ્ટ થઈને અને મુખ્ય કમળ સુધી નહિ પહોચેલો તે તળાવડીના

કાદવમાં ખુંચેલો. પોતાને કાઢવાને અસમર્થ તે તીરથી પ્રથમ ભ્રષ્ટ થયેલો વચમાં ખુંચી ગયો છે, તે કિનારા તરફ નીકળી જવા સમર્થ નથી, તેમ કમળ સુધી પહોંચવા પણ સમર્થ નથી, આ પ્રમાણે બંનેથી ભ્રષ્ટ થયેલો મુઝ્ઝ મુંઝ્ઝોલી ( ) માફક અનર્થને માટે જ તેની કૃતિ થાય છે, આ પહેલા પુરૂષની જાતિ જાણવી (અર્થાત્ આવા ઘણા માણસો છે કે જેઓ સારૂ કૃત્ય કરવા જાય છતાં વિઘ્ન આવવાથી પાર ઉતરી શકતા નથી)

अहावरे दोच्चे पुरिसजाए,अह पुरिसे दक्खिणाओ दिसाओ आगम्म तं पुक्खरिणिं तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एगं पउमवरपोंडरीयं अणुपुव्वुट्ठियं पासादीयं जाव पडिरूवं तं च एत्थ एगं पुरिसजातं पासति पहीणतीरं अपत्तपउमवर पोंडरीयं णो हव्वाए णो पाराए अंतरा पोक्खरिणीए सेयंसि णिसन्नं,तए णं से पुरिसे तं पुरिसं

તળાવડીના વચમા ઘણા કાદવમા ખુચી જાય આ પ
પુરૂષ જાણવો,

ટીકાનો વિશેષ અર્થ.

હુ પુરૂષ છુ—તથા ખેદજ્ઞ (ટીકાકારે અથવા છ
નારે અર્થ કર્યો નથી) તે કમળ લેવાની ઈચ્છાવાળો
છે કે હુ ખેદ તે આ કમળ લાવતા કેટલો શ્રમ થશે ત
જાણુ છુ કુશલ-હિતમા પ્રવર્તુ,-અહિતને છોડવુ
નિપુણ તથા પાપથી દૂર માટે પંડિત ધર્મ તથા દે
તથા ક્ષેત્રનો જાણ છુ વ્યક્ત-બાળવયથી ઉપર પરિ
(સમજવાની) બુદ્ધિવાળો, મેધાવી-નીચે ઉપર કુદવા
ઉપાય જાણનારો અબાલ-મધ્યમ વય સોળ વરસની ઉપર
માર્ગસ્થ ઉત્તમ પુરૂષોએ આચરેલા માર્ગે ચાલતો, માર્ગ
વેત્તા (જાણનારો) માર્ગની ગતિ વડે પરાક્રમ કરવા
જાણનારો અથવા આત્માનુ બળ જાણનારો-આના ગુણોવાળો
પૂર્વે બતાવેલા ઉત્તમ ગુણોવાળુ કમળ તળાવડીના મધ્ય
ભાગમા રહેલાને હુ ઉખેડી લાવીશ તેમ જાણીને હુ
આવ્યો છુ આવુ દેખી વિચારીને તે તળાવડી તરફ જાય
પાણીમા ઉતરી તે તરફ જાય તેવામા તે તળાવડીમા ઘણુ
ઉંડુ પાણી તથા બહુ કાદવ હોવાથી તે પાણી કાદવથી અક
ળાયલો પ્રહીણ-વિવેક હીન થઇને અથવા તીરથી ભ્રષ્ટ થઇને
અને મુખ્ય કમળ સુધી નહિ પહોંચેલો તે તળાવડીના

કાદવમા ખુચેલો પોતાને કાઢવાને અસમર્થ તે તીરથી પ્રથમ ભ્રષ્ટ થયેલો વચમાં ખુચી રહ્યો છે, તે કિનારા તરફ નીકળી જવા સમર્થ નથી, તેમ કમળ સુધી પહોચવા પણ સમર્થ નથી, આ પ્રમાણે બન્નેથી ભ્રષ્ટ થયેલો સુમ્મ મુક્કોલી ( ) માફક અનર્થને માટે જ તેની કૃતિ થાય છે, આ પહેલા પુરૂષની જાતિ જાણવી (અર્થાત્ આવા ઘણા માણસો છે કે જેઓ સારૂ કૃત્ય કરવા જાય છતા વિઘ્ન આવાથી પાર ઉતરી શકતા નથી )

अहावरे दोच्चे पुरिसजाए,अह पुरिसे दक्खिणाओ दिसाओ आगम्म तं पुक्खरिणिं तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एगं पउमवरपोंडरीयं अणुपुव्वुट्ठियं पासादीयं जाव पडिरूवं तं च एत्थ एगं पुरिसजातं पासति पहीणतीरं अपत्तपउमवर पोंडरीयं णो हव्वाए णो पाराए अंतरा पोक्खरिणीए सेयंसि णिसन्नं,तए णं से पुरिसे तं पुरिसं

रूवं,ते तत्थ दोन्नि पुरिसजाते पासति पहीणे तीरं अपत्ते पउमवरपोंडरीयं णो हव्वाए णो पाराए जाव सेयंसि णिसन्ने तए णं से पुरिसे एवं वयासी, अहो णं इमे पुरिसा अखेयन्ना अकुसला अपंडिया अवियत्ता अमेहावी बाला णो मग्गत्था णो मग्गविऊ णो मग्गस्स गतिपरक्कमण्णू ,जं णं एते पुरिसा मन्ने एवं मन्ने अम्हे ए तं पउमवरपोंडरीयं उण्णिक्खिस्सामो, नो य खलु एयं पउमवर पोंडरीयं एवं उन्निखेतव्वं जहा णं एए पुरिसा मन्ने, अहमंसि पुरिसे खेयन्ने कुसले-पंडिए वियत्ते मेहावी अबाले मग्गत्थे मग्गविऊ मग्गस्स गतिपरक्कमण्णू अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि त्ति कट्टु इति वुच्चा से पुरिसे

अभिक्कमे तं पुक्खरिणिं जावं जावं च णं अभिक्कमे तावं तावं च णं महंते उदए महंते सेए जाव अंतरा पोक्खरिणीए सेयंसि णिसन्ने तच्चे पुरिसेजाए ॥सूत्र ४॥

अहावरे चउत्थे पुरिसजाए अह पुरिसे उत्त-राओ दिसाओ आगम्म तं पुक्खरिणिं तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एगं पउमवरपोंडरीयं अणुपुव्वट्ठियं जाव पडिरूवं ते तत्थ तिन्नि पुरिस जाते पासति पहीणे तीरं अपत्ते जाव सेयंसि णिसन्ने,तए णं से पुरिसे एवं वयासी—अहो णं इमे पुरिसा अखेयन्ना जाव णो मग्गस्स गतिपरक्कमणण्णू जण्णं एते पुरिसा एवं मन्ने अम्हे एतं पउमवरपोंडरीयं

उन्निक्खिस्सामो, णो य खलु एयं पउमवरपोंडरीयं उन्निक्खेयव्वं जहा णं एते पुरिसा मन्ने, अहमंसि पुरिसे खेयन्ने जाव मग्गस्स गतिपरक्कमण्णू, अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामित्ति कट्टु इतिवुच्चा से पुरिसे तं पुक्खरिणिं जावं जावं च णं अभिक्कमे तावं तावं च णं महंते उदए महंते सेए जाव णिसन्ने चउत्थे पुरिस जाए ॥सूत्र ५॥

ચોથા પાચમાનો વિષય પણ એજ છે કે

ત્રીજો પુરૂષ પશ્ચિમ દિશામાથી આવ્યો, કમળ ઉપર મુગ્ધ થઇને લેવા ગયો બને કાદવમા ખુચેલા છતા જોઇને વિચારવા લાગ્યો કે એ અનિપુણ હોવાથી એમ ખુચી ગયા, હુ નિપુણ છુ માટે લઇ આવીશ, પછી અદર જઇને કાદવમા ખુચ્યો, તેજ પ્રમાણે ચોથો પુરૂષ ઉત્તર દિશાથી આવેલો પોતાને નિપુણમાની તળાવડીમા પડી કમળ લેવા જતા કાદવમા ખુચ્યો, હવે પાચમો પુરૂષ તે લોકોથી વિલક્ષણ ભિક્ષુ આવ્યો તે કહે છે

अह भिक्खू लूहे तीरट्ठी खेयन्ने जाव गति-
परक्कमण्णू अन्नतराओ दिसाओ वा अणुदि-
साओ वा आगम्म तं पुक्खरिणिं तीसे
पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एग
पउमवरपोंडरीयं जाव पडिरूवं ते तत्थ चत्तारी
पुरिसजाए पासति पहीणे तीरं अपत्ते जाव
पउमवरपोंडरीयं णो हव्वाए, णो पाराए
अंतरा पुक्खरिणीए सेयंसि णिसन्ने, तएणं
से भिक्खू एवं वयासी—अहो णं इमे पुरिसा
अखेयन्ना जाव णो मग्गस्स गतिपरक्कमण्णू,
जं एते पुरिसा एवं मन्ने अम्हे एयं पउमवर-
पोंडरीयं उन्निक्खिस्सामो, णो य खलु एवं
पउमवरपोंडरीयं एवं उन्निक्खेतव्वं जहा णं

પુરૂષો ઇચ્છેલું ન મેળવી શકયા, અને તળાવડીના ચીકણા કાદવમા ખુચ્યા, એ પ્રમાણે જિનેશ્વરથી વિરૂદ્ધ બીજા મનવાળા સંસાર સાગરથી તરે નહિ, પણ તેમાં ડુબશે, તેનો ઉપપત્તિ (દૃષ્ટાંત) સહિત અર્થ બતાવશે, હવે તે જૈને તનો સંસારમા ભમશે તેના ઉપાદાન અથવા સહકારિ કારણો સાથે ફરી ફરી દૃષ્ટાન્ત હમણા હું બતાવીશ, તે તમે સાંભળો. હવે ભગવાન તે દૃષ્ટાન્તનો સાધુઓને દાર્ષ્ટાંતિક (પરમાર્થ) બતાવે છે.

लोयं च खलु मए अप्पाहट्टु समणाउसो! पुक्खरिणी बुइया, कम्मं च खलु मए अप्पाहट्टु समणाउसो! से उदए बुइए कामं भोगे य खलु मए अप्पाहट्टु समणाउसो! ते बहवे पउमवरपोंडरीए बुइए. रायाणं च खलु मए अप्पाहट्टु समणाउसो! से एगें महं पउमवर पोंडरीए बुइए. अन्नउत्थिया य खलु मए अप्पाहट्टु समणाउसो! ते चत्तारि पुरि- बुइया, धम्मं च खलु मए अप्पा-

उसो ! से भिक्खू बुइए, धम्मंतित्थं च खलु मए अप्पाहट्टु समणाउसो ! से तीरे बुइए, धम्मंकहं च खलु अप्पाहट्टु समणाउसो ! से सद्दे बुइए, निव्वाणं च खलु मए अप्पाहट्टु समणाउसो ! से ऊप्पाए बुइए, एव मेयं च खलु मए अप्पाहट्टु समणाउसो ! से एव मेयं बुइयं ॥ सू ८॥

લોક–તે મનુષ્યક્ષેત્ર જાણવું, તેને તળાવડી કે વાવડીની ઉપમા આપી, આઠ પ્રકારનાં કર્મ તે પાણી તથા કાદવ જાણવા, કામ તથા ભોગવિલાસો અહીં શ્રેષ્ઠ પદ્મ કમળો જાણવા, રાજાઓને મે સાથી શ્રેષ્ઠ કમળરૂપે વર્ણવ્યા છે, આ રાજાઓને પોતાને વશ કરવા જનારા જૈનેતર મહંત વિગેરે જાણવા, જૈન ધર્મને ભિક્ષુ તરીકે વર્ણવ્યો, ધર્મતીર્થ સિદ્ધાંતના પરમાર્થને મે તીર કહ્યો છે, ધર્મકથાને ઉચ્ચારના તરીકે કહ્યું, આ પ્રમાણે દૃષ્ટાન્ત કહી પ્રભુએ સાધુઓને કહ્યું કે તમે તેવા-કાદવમા ન ફસશો પણ તેનાથી દૂર રહી લૂખી વૃત્તિથી રાજા વિગેરેને ધર્મ ઉપદેશ આપી તારવા-પણ પોતે ડુબવું નહિ

-- -ટી, અ —(એ શબ્દથી પછીનું જોડાણ છે, એનું વાક્યની શોભા માટે છે)

(મેં તમને સમજાવવા માટે આ પ્રમાણે કલ્પના કરી છે, તે તમે સાંભળો) લોક શબ્દથી મનુષ્યક્ષેત્ર જાણવું, આ લોક તે મનુષ્યોનો આધાર છે, તે લોકને તમે હૃદયમાં સ્થાપીને સાંભળો, સાધુઓ! આજે હું કહું છું તે પારકાના ઉપદેશથી નહિ, પણ કેવળજ્ઞાને જાણું છું તે કહું છું, તે પૂર્વે કહેલી તળાવડી પદ્મ પુંડરીક કમળોથી ભરેલી કહી છે તે જાણવી, તથા આઠ પ્રકારનાં કર્મ જાણો, જેના બળ (કારણ)થી પુરુષરૂપ કમળ તેમાં ઉગે છે, આવું કર્મ મેં આત્મામાં કસાવીને અથવા આત્મા વડે રચના કરીને કહ્યું છે, તેનો સાર આ છે કે હે આયુષ્યવાળા સાધુઓ! સંસારની સર્વ અવસ્થાઓના નિમિત્તભૂત કર્મને આશ્રયી આ દૃષ્ટાંત કહ્યું છે,

અહીં કર્મ જળરૂપે વર્તે, તેમાં ઈચ્છા મદનકામ-શબ્દ વિગેરે છે, પાંચે વિષયો ભોગવાય તે ભોગો છે, અથવા કામ તે ઈચ્છારૂપ છે, અને સેવવારૂપ ભોગ છે, તે કામ ભોગોને મેં હૃદયમાં આણીને સેય-કાદવ કહ્યો છે, જેમ ઉંડા કાદવમાં ખુંચેલા ઘણા દુઃખે પોતાને કાઢે છે, તે પ્રમાણે વિષયાસક્ત પોતાને તે વિલાસોથી છોડાવી શકતો નથી આથી કાદવ કામભોગને સરખાપણું છે, તથા જન-

अणुपुव्वेणं लोगं उववन्ना तंजहा-आरिया वेगे अणारिया वेगे उच्चागोत्ता वेगे णीयागोया वेगे कायमंता वेगे रहस्समंता वेगे सुवन्ना वेगे दुव्वन्ना वेगे सुरूवा वेगे दुरूवा वेगे. तेसिं च णं मणुयाणं एगे राया भवइ, महयाहिमवंतमलयमंदरमहिंदसारे अच्चंतविसुद्धरायकुलवंसप्पसूतेनिरंतर र
लक्खणविराइयंगमंगे वहुज उमा
सव्वगुणसमिद्धे खत्तिए मुदिए मुद्धा
माउपिउसुजाए दयाप्पिए सीमंकरे
खेमंकरे खेमंधरे मणुस्सिंदे
जणवयपुरोहिए सेउकरे
पुरिसपवरे- पुरिससीहे

पुरिसवरपोंडरीए पुरिसवरगंधहत्थी अड्ढे दित्ते वित्ते विच्छिन्नविउलभवणसयणासणजाणवाहणाइण्णे बहुधणबहुजातरूवरतए आओगपओगसंपउत्ते विच्छड्डियपउर भत्तपाणे बहुदासीदास गोमहिसगवेलगप्पभूते पडिपुण्णकोसकोट्ठागाराउहागारे बलवं दुब्बलपच्चामित्त ओहयकंटयं निहयकंटयं, मलियकंटयं उद्धियकंटयं अकंटयं ओहयसत्तू निहयसत्तू मलियसत्तू उद्धियसत्तू निज्जियसत्तू पराइयसत्तू ववगयदुभिक्ख मारिभयविप्पमुक्कं रायवन्नओ जहा उववाइए जाव पसंति डिंबडमरं रज्जं पसाहेमाणे विहरति ॥९॥

ઉપર સામાન્ય રીતે દૃષ્ટાન્ત તથા તેમા પરમાર્થની યોજના બતાવીને હવે વિશેષથી પ્રધાન ભૂત રાજવી ઉપર દૃષ્ટાન્ત ઘટાવે છે, કારણ કે તેનો ઉદ્ધાર કરવાનો અહીં મુખ્ય રીતે પ્રયાસ છે,

અહીં મનુષ્ય લોકમા પૂર્વ પશ્ચિમ દક્ષિણ ઉત્તરમાની કોઈ પણ દિશામા કેટલાક માણસો રહે છે, તે આ લોકને આશ્રયી વર્તે છે તે અનુક્રમે બતાવે છે, તેમા પ્રથમ આર્યો—સુધરેલા—પાપ કર્મોથી દૂર રહેલા, તેમા પ્રથમ ક્ષેત્ર (દેશ) ને આશ્રયી આર્ય બતાવે છે—૨૫॥ દેશ આર્યના છે બાકીના બધા દેશો અનાર્ય છે, તેમા જન્મેલા અનાર્યો છે ...

તેમા ॥ કના ના ામ તથા ગુણો બતાવે છે, શક, યવન, નગર બબ્બર મર મુ - Cગ, ઉરુપ, કુણિયા, અર ગાગ, હાણ રોમથ પારસ મસ બાનિ ॥૨॥ તથા ડાગિન યન ઉમ ગોકકસ ભિ ન આધ પુનિ ગેંગ અમ ત્તા મય ચા। ચચુય માનન ભિન કુનન નારા॥ દેસ નિ સ ભયમુખ બરમુખ તુરન મે મુદ હયકર્ણુ, ગજક, એવા બીજા ઘણી નાતના અનાર્યો છે ॥૩॥ અનાર્યના લક્ષણો કહે , પોતે પાપી હોય, બીજાને નિર્દય રીતે હિંસા કરે; નિર્લજ્જ, આ નિર્દય હોય ન ધર્મ એવા અક્ષર સ્વપ્નમા પણ ન જાણે .

કેટલાક ઉચ્ચ ગોત્રવાળા તે ઇક્ષ્વાકુ વંશ વિગેરેમા પૂર્વે રોકુ ઉચ્ચ નામગોત્રબાંધી લોકમા પ્રશંસનીય ગોત્રમા જન્મેલા, તેમ કેટલાક પૂર્વે અશુભ કર્મ બાંધી નિંદનીય ગોત્રમા જન્મેલા ( આથી એમ માનવુ કે બધા ઉચ્ચ

ગોત્રના નથી તેમ બધાનીચ ગોત્રના નથી તે માટે વા અવ્યય મુકેલ છે) કેટલાક કાય તે પ્રૌઢ શરીરવાળા બીજા ઉપર દાબ પડે તેવા કેટલાક ઠીંગણા તથા કુબડા બેડોળ શરીરવાળા જે દેખીને બીજાને તિરસ્કાર થાય, કેટલાકના શરીરનો વર્ણ સુંદર સોના જેવો હોય કેટલાકનો રંગ ખરાબ કાળા કોયલા જેવો તથા લુખો હોય, કેટલાક સુરૂપ એટલે જોઈએ તેવા અંગના ભાગોવાળા દેખનારનું મન રાજી થાય, કેટલાકનું કુરૂપ તે દેખનારને ગ્લાનિ થાય તેવું બીભત્સ શરીર હોય, આના કોઈમાંથી પૂર્વના પુણ્યથી સુંદર રૂપ આકાર ગોત્રવાળો કોઈક રાજા થાય, તે રાજા પણ આવો તેજસ્વી હોય, મહાહિમવંત મલયગિરિ મેરૂ પર્વત-તથા મહાઈંદ્રના જેવું બળ તથા વૈભવ હોય તેવો રાજા થાય છે, વળી તે પુણ્યવાન હોવાથી અત્યંત વિશુદ્ધ રાજકુળવંશમાં જન્મેલા હમેશાં રાજાને યોગ્ય લક્ષણયુક્ત શોભિત અંગઉપાંગવાળા ઘણા માણસોમાં માન મેળવેલા પૂજાયલા સર્વ ગુણોની સમૃદ્ધિ યુક્ત ક્ષત્રિય લોકને આનંદ આપનારા માથા ઉપર નાહીએ બેસતી વખતે નાના રાજાઓથી અભિષેક કરાયેલા માતાપિતાથી સારી રીતે જન્મેલા રક્ષણ કરાએલા દયાપ્રિય બીજાને મર્યાદામાં ગણનારા તેમ પોતે મર્યાદા ધારનારા ક્ષેમના કરનારા ક્ષેમ ધારનારા મનુષ્યોમાં ઈંદ્ર જેવા શોભિત દેશના મનુષ્યોના પિતા જેવા દેશના નગરોનું હિત કરનારા સેતુસમાન (દુઃખથી બચાવનારા) કેતુ (શુભ

ચિહ્ન) ધરનારા નરોમાં પ્રવર (શ્રેષ્ટ) પુરૂષાર્થ કરનારામાં શ્રેષ્ટ પુરૂષોમાં સિંહ માફક બળવાન (તેજસ્વી) પુરૂષમાં આશી-વિષ (સર્પ) જેવા પુરૂષોમાં શ્રેષ્ટ પુંડરીક કમળ જેવા તથા ગંધહસ્તી જેવા આઢય (શ્રીમન) દિપવિત્ત (રાજ્ય સામગ્રી) વાળા વિસ્તીર્ણ વિપુલ ભવન શયન આસનયાન વાહન વગેરેથી યુક્ત ઘણા ધન સુવર્ણ ચાંદી આયોગ (પ્રાપ્તિ) પ્રયોગથી યુક્ત અને જેને ઘેર હમેશાં ઘણું અન્નપાણી આવેલા અભ્યાગતોને ખાવા અપાય છે તેવી દાનશાળાવાળા તથા જેને ઘણી દાસીઓ તથા દાન ગાય ભેંસો ગવેલગ (ઘેટાં વિગેરે)થી ભરેલ, તથા પુષ્કળ ભરેલા ખજાના કોઠાર આયુધ (શસ્ત્ર)ના ભંડારવાળા બળવાન દુર્બલોના રક્ષક ગુપ્ત શત્રુ કંટક દૂર કરેલા સામે થનારને હણનારા નિસ્તેજ કરી નાખેલા તથા શોધી શોધીને તેવાને દૂર કરેલા જેથી તેમનું નામ નથી, વળી પ્રકટ સામે થનારા શત્રુને તે પ્રમાણે હરાવી હણી નિસ્તેજ કરી ઉદ્ધાર કરી છીની લઈ પરાજય કરીને એક છત્રવાળું રાજ કરનારા જેમના પુણ્યોદયથી દુકાળ રોગ ભય દૂર થયેલ છે, અને જેમ ઉવ્વાઈ સૂત્રમાં બીજાં ઉત્તમ વિશેષણો છે, તેવા, પ્રશાંત જેનો થયો છે ડિંબ દુશ્મનના ભય તથા ડમર-પોતાના રાજ્યમાં બળવો નથી તેવું નિરૂપમ નિરૂપાધિક રાજ્ય ભોગવતા વિચરે છે, હવે તે રાજાની પર્ષદાનું વર્ણન કરે છે,

तस्स णं रन्नो परिसा भवइ उग्गा उग्गपुत्ता भोगा भोगपुत्ता इक्खागाइ इक्खागाइपुत्ता नाया नायपुत्ता कोरव्वा कोरवपुत्ता भट्टा भट्टपुत्ता माहणा माहणपुत्ता लेच्छइ लेच्छइपुत्ता पसत्थारो पसत्थपुत्ता सेणावई सेणावइपुत्ता तेसिं च णं एगतीए सड्ढी भवइ कामं तं समणा वा माहणा वा संपहारिंसु गमणाए,तत्थ अन्नतरेणं धम्मेणं पन्नत्तारो वयं इमेण धम्मेणं पन्नवइस्सामो

ઉગ્ર તથા તેના પુત્રો ઉગ્ર પુત્રો, તે પ્રમાણે ભોગ ભોગ પુત્રો જ્ઞાત ક્ષત્રિય તથા તેના પુત્રો ઇક્ષ્વાકુ તથા તેના પુત્રો કૌરવો તેના પુત્રો ભટ્ટ તથા તેના પુત્રો, બ્રાહ્મણો તથા તેના પુત્રો લેછઈ જાતિના લિચ્છુક-વાણીયા વિગેરે, તથા તેના પુત્રો, પ્રશાસ્તાર બુદ્ધિથી જીવન ગુજારનારા મંત્રી વિગેરે તથા તેના પુત્રો સેનાપતિ, તેના પુત્રો આ બધા રાજાની પર્ષદામાં ભેગા થાય, તેમા એકાદ કોઇ મોક્ષ

માર્ગની ધર્મના ઈચ્છાવાળો હોય છે, તેવાનું ધ્યાન રાખીને શ્રમણો કે બ્રાહ્મણો તેને પ્રતિબોધવા માટે તેની પાસે જાય છે, તે પોતાના માનેલા ધર્મને તે રાજાની આગળ વર્ણવીને કહે છે, કે અમારા આવા ધર્મને આપની પરખદામા કહીશું, તે આપ સાંભળશો,

से एवमायाणह भयंतारो जहा मए एस धम्मे सुयक्खाए सुपन्नत्ते भवइ, तं जहा उड्ढं पादतला अहे केसग्गमत्थया तिरियंतय परि-यंते जीवे एस आयापज्जवे कसिणे एस जीवे जीवति, एस मए णो जीवइ, सरीरे धरमाणे धरइ विणट्ठंमि य णो धरइ, एयंतं जीवियं भवति, आदहणाए परेहिं निज्जइ, अगणि झामिए सरीरे कवोत वन्नाणि अट्ठीणि भवंति, आसंदीपंचमा पुरिसा गामं पच्चागच्छंति, एवं असंते असंविज्जमाणे जेसिं तं असंते

असंविज्जमाणे तेसिं तं सुयक्खायं भवति–
अन्नो भवति जीवो अन्नं सरीरं. तम्हा ते
एवं नो विपडिवेदति–

આ પ્રમાણે કહે છે કે, " તમે જાણો આપ રાજા માહિત ભયથી રક્ષણ કરનારા છે, તેથી અમે જે ધર્મ કહીશું, તે સારી રીતે લોકામાં આ રાજાને લીધે ફેલાશે, આ પ્રમાણે કોઈપણ દર્શન (મત)વાળાને પોતાના મતવ્યથી રંજિત કર્યો હોય તો તે રાજા વિગેરેને પોતાના અભિપ્રાય પ્રમાણે ઉપદેશ આપે છે,

તેમાં પ્રથમ પુરૂષ જાત ( કોઈ એક મતવાળો ) જીવ તથા શરીરને એક માનનારો તે રાજાને ઉદ્દેશીને આ પ્રમાણે પોતાની ધર્મ દેશના આપે છે, કે નીચે પગના તળીયાથી ઉપર માથાની ટોચ જ્યાં વાળ ઉગે છે ત્યાં સુધી અને તીરછો ચામડી સુધી જીવ છે, તેનો સાર આ છે કે જેવું જે સમયે શરીર તેવડો તે વખતે જીવ છે, પણ આ શરીરથી જીવ જુદો નથી, માટે તે શરીર પ્રમાણ-(જેવડો) છે, આ કારણથી જ જે આ કાયા છે, તેજ આ આત્માનું પર્યવ ( માપ ) છે, તેજ તેનો નપૂર્ણ પર્યાય અવસ્થા સ્વરૂપ છે, તે કાયરૂપ આત્મા જો ન હોય તો જીવપણુ

નથી, આ કાયા જેટલો કાળ જીવે, અર્થાત્ નિરોગી વિગેરે ગુણ યુક્ત છે, ત્યાં સુધી તે જીવ જીવતો છે, કારણ કે તે કાયા વિના જુદો જીવ ટકતો નથી, તેજ કાયા જ્યારે વિકારવાળી થઇ મરે છે, ત્યારે તે જીવ પણ જીવ અને શરીર એક હોવાથી જીવતો નથી (મરી જાય છે) જ્યાંસુધી આ શરીર પાંચ ભૂતનું બનેલું અવ્યગ્ર (ચેતનમય) ચાલે છે, ત્યાં સુધી જીવ છે, તે નાશ થતાં એટલે એક પણ તત્વ તેમાંથી ઓછું થતાં કે બગડી જતાં શરીરરૂપ આત્માનો પણ વિનાશ થાય છે, તેથી જ્યાંસુધી વાત પિત્તશ્લેષ્મના આધાર ભૂત પૂર્વ સ્વભાવથી યુક્ત હોય ત્યાંસુધી જ આ જીવનું જીવિત છે, તે નાશ થતાં તે આત્મા જીવરૂપ છે, તે પણ નાશ થતાં તે બાકી રહેલા સંપૂર્ણ શરીરને બાળના મસાણ વિગેરેમાં લઇ જાય છે, અને તે શરીર અગ્નિથી બાળેલા કપોત (સ્હેજ કાળા) વર્ણના હાડકાં ફક્ત રહે છે, પણ તેનાથી જુદો કોઇ પણ વિકાર (સ્વરૂપ) દેખાતું નથી, કે જેથી આત્માના વિદ્યમાનપણાની શંકા થાય, વળી ઓછામાં ઓછા ચાર ઉપાડનારા મળ્યા તથા પાંચમો અગ્નિ ઉપાડનારો ઠાઠડીની આગળ ચાલે તે પાંચે જણા બાળી આવીને પોતાને ગામ કે ઘેર પાછા આવે છે, પણ જો જીવ શરીરથી ભિન્ન હોત, તો તે સમયે પેલા બાળનારા પાંચ કે વધારે હોય તેમને નીકળતો જીવ જરૂર દેખાત, પણ તે કોઇએ દેખ્યો નથી, માટે એવું સિદ્ધ થયું કે તે શરીર તેજ જીવ

છે, આ પ્રમાણે આ જીવ અવિદ્યમાન છે, તેમા રહેલો કે જતો દેખાતો નથી, હવે જે મતવાળાનુ આવુ કહેવુ છે, તે તેમના શાસ્ત્રમા આનું વધારે વિવેચન કરેલું છે, કે જેઓ શરીરથી જુદો જીવ માને છે, તે પ્રથમ વાદીના મત પ્રમાણે તદન ખોટુ અપ્રમાણિક મન્તવ્ય છે, તેથી તેઓ જૂઠુ માનનારા પોતાની મૂર્ખતાથી હવે પછી કહેવાતી શકાઓને સ્વાધીન થશે, તે મતવાળો બીજાઓને આ પ્રશ્નો પૂછે છે કે—

अयमाउसो! आया दीहेति वा हस्सेति वा परिमंडलेति वा वट्टेति वा तंसेति वा चउरंसेति वा आयतेति वा छलंसिएति वा अट्ठंसेति वा किण्हेति वा णीलेति वा लोहिय हालिद्दे सुक्किलेति वा सुब्भिगंधेति वा दुब्भिगंधेति वा तित्तेति वा कडुएति वा कसाएति वा अंबिलेति वा महुरेति वा कक्खडेति वा मउएति वा गुरुएति वा लहुएति वा सिएति वा उसिणेति वा निद्धेति वा लुक्खेति वा, एवं असंते असंविज्जमाणे,

केइ पुरिसे करयलाओ आमलकं अभिनिव्वट्टित्ता णं उवदंसेज्जा अयमाउसो ! करतले अयं आमलए, एवमेव णत्थि केइ पुरिसे उवदंसेत्तारो अयमाउसो ! आया इयं सरीरं। से जहाणामए केइ पुरिसे मंसाओ अट्ठिं मंसे अयं अट्ठि एवमेवनत्थि केइ पुरिसे उवदंसेतारो अयमाउसो ! आया इयं सरीरं। से जहाणामए केइ पुरिसे करयलाओ आमलकं अभिनिव्वट्टित्ता णं उवदंसेज्जा अयमाउसो ! करतले अयं अमलए—एवमेव णत्थि केइ पुरिसे उवदंसेत्तारो अयमाउसो आया इयं सरीरं। से जहाणामए केइ पुरिसे दहिओ नवनीयं अभिनिव्वट्टित्ता णं उवदंसेज्जा अयमाउसो ! नवनीयं अयं तु दही, एवमेव

णत्थि केइ पुरिसे जाव सरीरं। से जहाणामए केइ पुरिसे तिलेहितो तिल्लं अभिनिव्वट्टित्ता णं उवदंसेज्जा अयमाउसो। तेल्लं अयं पिन्नाए, एवमेव जाव सरीरं। से जहाणामए केइ पुरिसे इक्खूतो खोतरसं अभिनिव्वट्टित्ता णं उवदंसेज्जा अयमाउसो । खोतरसे अयं छोए एवमेव जाव सरीरं। जहाणामए केइ पुरिसे अरणीतो अग्गिं अभिनिव्वत्ता णं उवदंसेज्जा अयमाउसो। अरणी अयं अग्गी, एवमेव जाव सरीरं। एवं असंते असंविज्जमाणे जेसिं तं सुयक्खायं भवति, तं अन्नो जीवो अन्न सरीरं तम्हा ते मिच्छा।

આમ કહીને નાસ્તિક મતવાળો પોતે ખોટા છતા પ્રમાણો તથા દૃષ્ટાંત આપી તે બીજાને ખોટા બતાવે છે તે કહે છે,

કે જેમ કોઈ કોશ–મીયાનમાથી તરવાર કાઢીને બતાવે કે ભાઇ, જો ! આ મીયાન આ તરવાર–આવી રીતે કોઇ શરીરથી જીવ જુદો કાઢીને બતાવતા નથી માટે શરીરથી

ભિન્ન આત્મા નથી, આવા બીજા ઘણા દૃષ્ટાન્તો છે, જેમકે મુંજ જેના હીરડા બન્ને તે ઘાસમાંથી સળી કાઢીને બતાવે કે જો આ ઘાસ અને આ તરણખલાની સળી, આવી રીતે માંસમાંથી હાડકા હથેળીમાંથી આમળું, દહીંમાંથી માખણ તલમાંથી તેલ તથા ખોળ, શેરડીમાંથી રસ તથા કુચા અરણીના લાકડામાંથી અગ્નિ જુદા કરીને બતાવે છે, તેમ આ શરીરમાંથી કોઈ જીવ જુદો કાઢીને બતાવતો નથી કે આત્મા આ, અને શરીર આ, તેને હેતુ વિગેરેથી સિદ્ધ કરે છે સુખદુઃખ ભોગવનાર પરલોકમા જનારો આત્મા નથી, તલ તલ જેવડા શરીરના કડકા કર્યા છતા પણ શરીરથી જીવ જુદો દેખાતો નથી,

જેમ ઘડાથી તે ઘડો જુદો નથી, (દીવા વાસે પ્રકાશ છે, તેમ) વ્યક્તિરેકમાં કોશમાથી તલવાર તે બન્ને જુદા દેખાય છે, આ પ્રમાણે પ્રથમનો વાદી બીજાઓનુ ખંડન કરીને કહે છે કે "અમે સિદ્ધ કર્યું કે શરીરથી આત્મા જુદો માનનારા પોતાના મત કદાગ્રહથી તેઓ આવુ માની બેઠા છે કે

"જીવ શરીરથી જુદો છે, પરલોકમા જનારો છે, અમૂર્ત છે, વળી તેની ભવ વૃત્તિ (જન્માતર)નુ દેખીતુ આ શરીર છે" આ જુદો જીવ માનનારનું કહેવુ અસત્ય છે, કારણ કે તે જુદો દેખાતો નથી, માટે તેમનુ કહેવુ મિથ્યા છે, આના વિચારનો લોકાયતિક (નાસ્તિક ચાર્વાક)

મતવાળો જીવને પરલોકમાં જનારો ન માનવાથી શું શું પાપ કરે છે તે જૈનાચાર્ય કહે છે,

से हंता तं हणह खणह छणह डहह पयह आलुपह विलुपह सहसाकारेह विपरामुसह एतावता जीवे णत्थि परलोए ते णो एवं विप्पडिवेदेति तं किरियाइ वा अकिरियाइ वा सुक्कडेइ वा दुक्कडेइ वा कल्लाणे वा पावएइ वा साहुइ वा असाहुइ वा सिद्धीइ वा असिद्धीइ वा निरएइ वा अनिरएइ वा एवं ते विरूव रूवेहिं कम्म समारंभेइ विरूव रूवाइं कामभोगाइं समारभंति भोयणाए।

તે નાસ્તિક મતવાળો જુદો જીવ ન માનવાથી પોતે એકેન્દ્રિયાદિક જીવોની હિંસા કરે છે, વળી પોતે ઉપદેશ કરે છે કે જીવ નથી તેમ તેની હિંસા નથી એમ લોકોને સમજાવવાથી તેઓની હત્યા કરાવે છે તે આ પ્રમાણે બોલે છે, તલવાર વિગેરેથી જીવોને મારો, પૃથ્વી વિગેરેમાં ખાડો ખોદો, છેદો, બાળો, રંધાવો, લુટો, વિશેષથી લુટો, સહસાત્કારે કરો, તેમાં જરા પણ વિચાર ન કરો, કારણ કે

આ શરીર માત્રજ જીવ છે, પરલોક નથી, ( એટલે ગમે તેમ પાપ કરી ભોગ ભોગવો તોપણ પછવાડે દુ ખ ભોગવવાનુ નથી ) તેઓ આવી રીતે માનવાથી જૈનાચાર્ય કહે છે કે તેઓ શું નથી માનતા તે કહે છે, ક્રિયા અને અક્રિયા તે આ સારૂ અનુષ્ઠાન છે, આ સારૂ અનુષ્ઠાન નથી, એવુ જાણતા નથી, વળી સુકૃત કે દુષ્કૃત તેમજ કલ્યાણ કે પાપ તથા સાધુ કે અસાધુને જાણતા નથી, મોક્ષ કે સ સારને જાણતા નથી, નરક અનરક તિર્યંચ મનુષ્ય અને દેવતા વિગેરે કશુ ન માને આ પ્રમાણે ખરી સુદ્દાની વાતો છોડીને જુદા જુદા આરભો કરીને કામ ભોગ કરે, તથા ભોજન માટે આરભો કરે,

ટીકાનો વિશેષ અર્થ

(વૃદ્ધ પુરૂષો કહે છે કે એક બ્રાહ્મણની નાની બેન બાળપણમા વિધવા થએલી તે યૌવનાવસ્થામા આવેલી જાણીને તેનો સગો ભાઇ તર્કવાદમા હોશીયાર હતો તેણે તેને સમજાવ્યુ કે મારી સાથે નિર્ભય પણે ભોગ ભોગવ, લોક નિંદાથી ન ડર, લોકો મૂર્ખા છે કે હાથમા આવેલુ ગુમાવીને પરલોકની અભિલાષા રાખે છે, તે બતાવે છે )

पिब खाद च साधु शोभने । यदतीतं वरगात्रि तन्नते
नहि भीरु गत निवर्तते समुदयमात्रमिद कलेवरम् ॥१॥

સુંદર પીણા પી, મન ભાવતું ભોજન વિગેરે ખા, હે

સુંદર રૂપાળી સ્ત્રી ! જે ગયુ તે તારૂ નથી, હે પાપથી અનેલી બીકણુ ! ગયેલુ પાછુ આવતુ નથી, ફક્ત જે દેખાય છે તે આ પાચ ભૂતનું પૂતળુ છે !

આ પ્રમાણે જીવને અભાવ કરી પુણ્ય પાપ ઉડાવીને પરલોક નથી, એવું માનનારા લોકાયતિકો તેજ શરીર તેજ જીવ માનનારા પાપના આગ્રહી તે જીવહિંસા કરીને માસ ભક્ષણ કરે છે, દારૂ પીએ છે, તથા તેવા બીજા નિંદનીય કૃત્ય કરે છે, તથા ખેતીવાડી વિગેરે કરી વિષય સુખ ભોગવે છે, તેથી શુ થાય તે બતાવે છે,

एवं एगे पागब्भिया णिक्खम्म मामगं धम्मं पन्नवेंति,तं सद्दहमाणा तं पत्तियमाणा तं रोएमाणा साहु सुयक्खाए समणेति वा माहणेति वा कामं खलु आउसो।तुमं पूपयामि तं जहा असणेण वा पाणेण वा खाइमेण वा साइमेण वा वत्थेण वा पडिग्गहेण वा कंबलेण वा पायपुंछणेण वा तत्थेगे पूयणाए समाउट्टिंसु तत्थेगे पूयणाए निकाइंसु पुव्वमेव तेसिं णायं भवति,

તે જીવ જુદો નહિ માનનારા નાસ્તિકો પોતે દેખાતા શરીરમા અમૂર્ત આત્માનુ જ્ઞાન પોતાના આત્મા (હૃદય)મા અનુભવે છે, તેથીજ જૈનાચાર્ય કહે છે કે ગુણવાન ભવ્ય જીવોએ તે ચેતનારૂપ આત્માને અમૂર્તપણે જાણવો, એવી આત્મા અમૂર્ત, શરીરથી જુદો, જ્ઞાનવાળો, જ્ઞાનના આધાર ભૂત છે, જો તે નાસ્તિકના મત પ્રમાણે શરીરથી આત્મા જુદો ન માનીએ તો તેનુ વિચારેલુ કોઈપણ જીવનુ મરણ ન થાય, અને આપણે બધાએ પ્રત્યક્ષ જોઇએ છીએ કે શરીરમા રહેલા કેટલાએ મરતા છે અને કેટલાક મરેલા છે, તેથી બીજે પણ મરતા જોયા છે, તેથી સમજુને વિચાર થાય છે કે હુ કયાથી આવ્યો તથા આ શરીર છોડીને કયા જઈશ તથા આ મારૂ શરીર પ્રથમના જુના કર્મને લીધે છે, વિગેરે સુખદુખની લાગણીઓ શરીરથી આત્મામા જુદી અનુભવાય છે, આ પ્રમાણે આત્મામા પ્રત્યક્ષ અનુભવો થાય છે; છતા કેટલાક નાસ્તિકો ઉપર બતાવેલા જુદા જીવ ન માનનારા ધૃષ્ટતા ધારણ કરનારા ઉલટુ પૂછે છે કે જો શરીરથી જુદો આવ્યો હોય તો તે કેવા આકાર વર્ણ ગંધ રસ સ્પર્શના ગુણવાળો છે, તે કહો? આનો ઉત્તર જૈનાચાર્ય ઉપર પ્રમાણે અમે જણાવી ભવ્ય જીવોને કહે છે કે તે વરાક (રાંકડા બુદ્ધિહીણ) પોતાના મતવ્યના આગ્રહથી અજ્ઞાન અધકારથી સત્ય આત્માને જાણતા નથી, કે આ ધર્મ (લક્ષણો) સસ્થાન વિગેરે મૂર્ત શરીરના છે, પણ અમૂર્તના

લક્ષણો નથી કે તે બતાવી શકાય, કારણ કે જ્ઞાનને આકાર વિગેરે ગુણો ન'હોય, અને આકાર વિગેરે નથી છતા પણ ચેતનારૂપ જ્ઞાનનો અભાવ નથી (સૌને પોતાના પ્રત્યક્ષજ્ઞાનવડે બોધ થાય છે), એ પ્રમાણે જ્ઞાન સ્વરૂપ આત્મા આકાર વિગેર ગુણોથી રહિત છતા વિદ્યમાન છે,આ પ્રમાણે યુક્તિથી સિદ્ધ થતા આત્માને પણ ધૃષ્ટતાથી તેઓ માનતા નથી,

આવા મતના પોતે પોતાની માનેલી દીક્ષા લઈને ઘર છોડીને જીવ શરીરથી જુદો નથી, એવું પોતે માની બીજાને સમજાવે છે કે મારો ધર્મ આ છે, અને બીજાને યુક્તિથી તેવુ ઠસાવે છે, જૈનાચાર્ય વળી કહે છે કે તે લોકાયતિક મુખ્ય નાસ્તિકોતો દીક્ષા વિગેરે માનતા નથી, પણ તેના થોડા તત્વને માનનારા બૌધ વિગેરે દીક્ષા વિધિ પ્રમાણે લઈને તેજ નાસ્તિકના મતને થોડે અંશે સ્વીકારીને તે બીજાને સમજાવે છે કે શરીરથી ભિન્ન આત્મા નથી, અથવા કેટલાક ગળીયેલ રંગના કે બીજા રંગના કપડા પહેરનારા નાસ્તિકનું તત્વ માનનારા છે, તેમને આશ્રયી કહ્યું છે કે પોતે દીક્ષા લે છે, બીજાને શિષ્ય બનાવવાનો વ્યાપાર ચાલુ રાખે છે, તે તત્વને બીજાને સમજાવતાં તેમા કષ્ટ ન હોવાથી વિષય લોલૂપી જીવોને તે અનુકૂળ હોવાથી તેઓ તમા શ્રદ્ધા રાખનારા આ મતમા રૂચિ કરનારા તથા આ સાચુ જ છે એવા આગ્રહવાળા બોલે છે કે તમે કહો છો તે સાચુ જ છે, સારૂં તત્વ છે, તમે બતાવ્યો તે ધર્મ અમને ગમે છે,

તેનાથી બીજી રીતે ધર્મ નથી,વળી ' જેઓ પરલોકના ભયથી હિંસા વિગેરે કરતા નથી, તેઓ માસ મદિરા વિગેરે નથી વાપરતા તે મનુષ્ય જન્મના ફળથી વચિત રહે છે, " પણ તમે સારૂ કર્યું કે અમને સાચો માર્ગ બતાવ્યો હે શ્રમણ હે બ્રાહ્મણ ! શરીરથી જુદો જીવ નથી આ તમારૂ ધર્મ કથન અમને બહુ ગમે છે હે આયુષ્મન્ (પૂજ્ય)? તમે અમારો ઉદ્ધાર કર્યો, નહિ તો અમને કાપડી વિગેરે એ ઠગ્યા હોત ? માટે અમે તમને પૂજીએ છીએ હુ પણ તમને કઈ થોડો બદલો આપુ, એમ કહીને ખાવાનુ પીવાનુ મિષ્ટાન્ન તથા સ્વાદિષ્ટ વસ્તુઓ વસ્ત્ર પાત્ર કામળો પાદ પુછન વિગેરે આપે છે, આ પ્રમાણે પૂજાની મહત્વતા માટે કેટલાક ત્યાગીનો વેષ પહેરી રાજસભામા રાજાને પ્રતિબોધ પમાડે છે, અને ધીરે ધીરે તેને પોતાના મતમા યુક્તિઓ ઘટાવીને હિત અહિત લેવું છોડવુ સમજાવીને તેમને પાકા ધર્મવાળા બનાવી દે છે, તેમના હૃદયમા ધીરે ધીરે ઠસાવે છે કે યાદ રાખો કે" તેજ શરીર તેજ જીવ એ ન ભૂલો, અને જીવ જુદો શરીર જુદુ એ તદન ભૂલી જાઓ " તેના અનુષ્ઠાન પણ તેવાજ કરાવાનુ બતાવી આગ્રહી બનાવે છે,

વળી જેઓ ભાગવતમતના પરિવ્રાજકો (બાવા) વિગેરે છે, પછી તેઓ લોકાયતિકો (હાલના વામમાર્ગીઓ) ના કથનને સાભળીને તે મતમા વિષય લોલુપતાથી ભળેલા તેઓ પૂર્વે દીક્ષા લેતી વખતે જાણે છે કે—

समणा भविस्सामो अणगारा आकिंचणा अपुत्ता अपसू परदत्तभोइणो भिक्खुणो पावं कम्मं णो करिस्सामो समुट्ठाए ते अप्पणा अप्पडिविरया भवंति, सयमाइयंति अन्ने वि आदियाविंति अन्नंपि आयतं तं समणुजाणंति, एवमेव ते इत्थिकामभोगेहिं मुच्छिया गिद्धा गढिया अज्झोववन्ना लुद्धा रागदोसवसट्टा, ते णो अप्पाणं समुच्छेदेंति,तेणो परं समुच्छेदेंति, तेणो अण्णाइं पाणाइं भूताइं जीवाइं सत्ताइं समुच्छेदेंति, पहीणा पुव्वसंजोग आयरियं मग्गं असंपत्ता इति ते णो हव्वाए णो पाराए अंतरा कामभोगेसु विसन्ना इति पढमे पुरिसजाए तज्जीव तच्छरीर एत्ति आहिए ॥सू.९॥

તિર્યંચ મનુષ્ય અને દેવોને છે તે બધુ સત્વાદિ ગુણને આધીન છે તે પાચ ભૂતરૂપ પ્રકૃતિ કરે છે લોકાયતિકના અભિપ્રાય પ્રમાણે સુખ દુખના રહેઠાણો સ્વર્ગનરક છે એ છેવટ સુધી તૃણમાત્ર પણ જે કાર્ય છે તે બધુ પાચભૂતો પ્રધાન બનીને કરે છે તે બતાવે છે

सत्त्व लघु प्रकाशक मिष्टमुपष्टम्भक चल च रजः ।
गुरु चरणकमेव तमः प्रदीपवच्चार्थतो वृत्तिः ।१।

લઘુ પ્રકાશક સત્વ છે અને ઇચ્છિત આસરો અને બળ તે રજથી થાય છે અને ગુરૂચરણ (અઘોર કૃત્યો) તમથી થાય, છે જેમ અર્થથી વૃત્તિ થાય છે દીવાથી બધુ દેખાય છે તેમ આ ત્રણ પ્રકૃત્તિથી આત્માની સર્વ ક્રિયાઓ થાય છે. આ પ્રમાણે સાખ્યના અભિપ્રાયથી આત્માની તણખલાને પણ વાકુ કરવાની અશક્તિ છે, અને લોકાયતિકના મત પ્રમાણે આત્માનોજ અભાવ છે પણ ફક્ત પાચ ભૂતોજ જગતનુ બધુ કૃત્ય કરે છે એવુ તેમનુ કથન છે કે સમુદાયરૂપે ભેગા થયેલા ભૂતો જુદા જુદા સ્વભાવનુ કાર્ય કરે છે વળી તેઓ બતાવે છે કે તે ભૂતોના સમવાય (ગુણો) નીચે મુજબ છે, પૃથ્વી કઠણ (નક્કર)રૂપે મહાભૂત છે, આપ (પાણી) પ્રવાહી લક્ષણવાળુ મહાભૂત છે, તેજ અગ્નિ ગરમ ઉદ્યોત રૂપ છે, વાયુ-કપાવનાર હરણ કરનાર છે તથા અવગાહ (રહેઠાણ) આપનાર સર્વ દ્રવ્ય (વસ્તુનો આધાર આકાશ

મહાભુત પાચમું છે, એ પાચે જુદા છતા સમવાય ગુણ બધામા એક પણે રહેલ છે, એ પુર્વે કહેલ પાચે ભુતો પૃથ્વી વિગેરે ગણતા બધે સ્થળે એકે ઓછુ કે વધતુ નથી, પણ ફક્ત પાચજ છે, વિશ્વેવ્યાપ્ત હોવાથી મોટા છે, ત્રણે કાળમા હોવાથી ભૂત (વિદ્યમાન) છે, આ પાચ મહા ભુતો પ્રકૃતિથી થાય છે, તે કહે છે પ્રકૃતિ મહાન્ (મોટાઇ) તેનાથી અહંકાર (મારાપણુ) તેનાથી ૧૬ નો ગણુ અને તેનાથી પાચ ભૂતો થાય છે,

प्रकृतेर्महान् महतोऽहंकारस्तस्मात् गणश्च पोडशक:
तस्मादपि पोडशकात्पचभ्य: पचभूतानि ॥१॥

આ ક્રમે બધુ જગત્ થાય છે આ સિવાય બીજો કોઇ કાળ કે ઇશ્વર વિગેરે કોઇએ કશું નિર્માણ કર્યું નથી, વળી જે નથી તે કોઇ કરતું નથી

વાદળ ઇંદ્રધનુષ્ય વિગેરે જેમ સ્વભાવથી બને છે, તેમ પાચ ભૂતો બને છે, પણ જેમ ઘડો કોઇનો બનાવેલો છે, તેમ તે કોઇના બનાવેલા બન્યા નથી, અને પારકાએ બનાવેલ ન હોવાથી બનાવટી નથી, પારકાની અપેક્ષાથી બને ત કૃતક કહેવાય, પણ તે વિસ્રસા (સ્વાભાવિક) બનેલા હોવાથી કૃત્રિમ ન કહેવાય, વળી તે અનાદિ અનત છે, વળી તે અવધ્ય એટલે તે પોતાનુ કાર્ય કરનારા છે, વળી તેનો પુરોહિત કાર્ય કરનારો નથી તેથી અપુરોહિત છે,

પોતાનુ કાર્ય કરવામા સ્વતંત્ર છે શાશ્વત નિત્ય છે, કારણ કે આવુ જગત કદાપિ ન હોતુ તેવુ નથી, પણ અનાદિનુ છે, છે છે, એવુ વચન છે, આ પ્રમાણે પાચ ભૂત અને આત્મા છઠો એમ કેટલાક કહે છે, પણ તે આત્મા કંઈ પણ કરતો નથી, આ સાખ્યના મતમા આત્મા જુદો છે, પણ લોકાયતિકોમા તો પાચ ભૂતો એકઠા મળીને જ્યારે કાયા (શરીર) થાય ત્યારે પ્રકટ ચેતનારૂપ જે ચેષ્ટા થાય તેને આત્મા તરીકે તેઓ ગણે છે,

સાખ્યના મત પ્રમાણે વિદ્યમાન મતથી પ્રધાન વિગેરે છે, તેની નાસ્તિ એટલે તેનો સર્વથા વિનાશ કોઈ કાળે થતો નથી, તેમ અસત્ ગધેડાના શીંગડા વિગેરેનો કોઈ દિવસ સભવ (ઉત્પત્તિ) નથી, કારણમા કાર્ય વિદ્યમાન છે તેજ ઉત્પત્તિ ઈષ્ટ (માનેલી) છે, પણ અસત્‌માથી સત ન થાય, જો તેવુ ખોટુ માનીએ કે ન હોય તે થાય છે, તો બધામાથી બધુ થવુ જોઈએ, પણ તેમ થતુ નથી, તે કહે છે,

नासतो जायते भावो। नाभावो जायते सतः
જે નથી તે થાય નહિ          હોય તેનો ન નાશ

તથા અસત્ ગધેડાનુ શીંગડુ ન કરવાથી તથા ઘડો બનાવનાર માટીને જ શોધે માટે કારણમા જ કાર્યપણું છે, આવુ રાજસભામા કહીને સાખ્ય કે લોકાયતિક મધ્યસ્થપણુ રાખીને કહે છે

**एतावताव जीवकाए, एतावताव अत्थि-काए, एतावताव सव्वलोए एतंमुहं लोगस्स करणयाए अवियंतसो तणमायमवि ॥**

અમારી યુક્તિઓ આપ ધ્યાનમાં લો, આટલો જ જીવ કાય ( જીવ સાથે શરીર ) છે, અથવા આવા જ પાંચ મહા ભૂતો છે, અને તે પાંચ ભૂતો જ સાંખ્યમતના અભિપ્રાયથી પ્રધાનતા પામેલા સત્વ વિગેરે ગુણોના ઉપચય અપચય ( વધારો ઘટાડો )થી સર્વ કાર્ય કરનારા છે, અને આત્મા તો અકિંચિત્ કર (નકામો) છે, પણ લોકાયતિકમાં તો આત્મા છે જ નહિ, ફક્ત ભૂત માત્ર જીવકાય છે, આ ભૂતાનું અસ્તિ-ત્વ તેજ માત્ર છે પણ બીજા મતવાળા જે બીજું કંઇ માને છે, તેવું કશું નથી વળી આ જ બધો લોક છે, અથવા પંચ મહાભૂતો પ્રધાનપણું પામેલા છે, આમાં અકર્તા નિર્ગુણ સાંખ્ય મતમાં છે, અને લોકાયતિકને તો પાંચભૂત આત્મા જ લોક છે, તેના મતમાં પાંચ ભૂત સિવાય બીજા બધા પદાર્થનો અભાવ છે, અને તેજ પાંચ ભૂતનું અસ્તિત્વ આદિલોકનું મુખ્ય કારણ છે, અને તેજ બધે કારણ પણે ગણાય છે, તે બતાવે છે

સાંખ્ય મતમાં પ્રધાન (પ્રકૃતિ) તથા આત્મા વડે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, અને લોકાયતિકમતો ભૂતો જ શ્રીપુંમાં

ઝીર્ણ તૃણ માત્ર પણ કાર્ય કરે છે, કારણ કે તે સિવાય તેમનામાં બીજા બધાનો અભાવ છે, આ પ્રમાણે એક સાખ્યવાદી આત્માને અકિંચિતકર (નકામો) માને છે, ત્યારે બીજો નાસ્તિક આત્માને જ અસત્ માનવાથી બ તેમાં અશુભ કર્મ કરવાથી પણ કર્મ વડે આત્મા બધાતો નથી, આવું માનવાથી શું થાય છે તે કહે છે

सेकिंण किणावेमाणे हणं घायमाणे पयं पयावेमाणे अवि अंतसो पुरिसमवि कीणित्ता घायइत्ता एत्थंपि जाणाहि णत्थित्थ दोसो, ते णो एवं विप्पडिवेदेंति, तं जहा-किरियाइ वा जावऽणिरएइ वा, एवं ते विरूवरूवेहि कम्म समारंभेहि विरूवरूवाइ कामभोगाइं समारंभंति भोयणाए, एवमेव ते अणारिया विप्पडिवन्ना तं सद्दहमाणा तं पत्तियमाणा जाव इति, ते णो हव्वाए णो पाराए, अंतरा कामभोगेसु विसण्णा दोच्चे पुरिसजाए पंचमहब्भुतिएत्ति आहिए ॥सू १०॥

પોતે પ્રથમ ત્યાગી બનેલો છતા ગૃહસ્થ માફક વસ્તુ વેચાતી લે, બીજા પાસે લેવડાવે, તથા અનેક જીવોની હિંસા તથા આરંભ થાય, તેમ બીજા પાસે તેના ધંધાથી હિંસા કરાવે, તથા રાંધવા રંધાવાની ક્રિયા કરે, આથી એમ પણ જાણવું કે તેવા ખરીદનારાને અનુમોદતો છેવટે પુરૂષ-મનુષ્ય પંચેંદ્રિયને પણ વેચાતો લઇ તેનો ઘાત કરે છે, તેનો ભાવાર્થ એ છે કે તેઓ પોતાના અનુયાયિઓને કહે છે કે પંચેદ્રિયના ઘાતમા દોષ નથી, તો એકેંદ્રિયના ઘાતમા તો દોષ કયાથી હોય ? આવું બોલનાર તે સાખ્યમતવાળા કે લોકાયતિકો આવું જાણતા નથી, કે આ સાવદ્ય અનુષ્ઠાનરૂપ પાપ ક્રિયા છે, તેમ આ સ્થાનાદિ લક્ષણવાળી અક્રિયા છે, તેઓ ગૃહસ્થ માફક ત્યાગી છતા સ્નાન વિગેરે માટે (નદી તળાવ વાવડી વિગેરેમા પડી) પાણી તથા તેમા રહેલા જીવોને પીડા કરનારા કૃત્યો કરે છે વળી જુદા જુદા પીણા તે દારૂ તથા બીજી કેફી વસ્તુ પીએ છે, માંસ ભક્ષણ તથા અગમ્ય ગમન (નીચ જાતિની કે પુત્રની વહુ બેન દીકરી વિગેરે સાથે (બીજક વિગેરેના મત માફક) ભોગ વિલાસ કરે છે, પોતે પાપ કરે છે, તથા બીજાને શીખવી તેવા પાપ કરાવે છે, અને કહે કે તેમા દોષ નથી (આત્મા તો નિર્લેપ છે) આવું કહીને તેમને ઠગીને અકાર્ય કરવામા પ્રેરણા કરે છે, આવું કરવાથી તેઓ અનાર્ય છે, આર્યના સદાચારના માર્ગથી વિરૂદ્ધ માર્ગ ધારણ કરેલા છે, કારણ કે તે સાખ્ય

માને છે કે પ્રકૃતિ બધું કરે છે, પણ તે જડ હોવાથી કાર્યનું કરવાપણું તેમાં ન ઘટે કારણ કે 'ચૈતન્ય તે પુરૂષ (જીવ)નું સ્વરૂપ છે,' તે જાણીતું છે, કદાચ તેઓ કહે છે કે આત્માનું પ્રતિબિંબ પ્રકૃતિમાં (જલમાં ચંદ્ર માફક) પડે તો પ્રકૃતિ કાર્ય કરે, તો તે પણ યુક્તિ યુક્ત નથી કારણ કે તેમના મત પ્રમાણે આત્મામાં કર્ત્તાપણું નથી, અને નિત્ય હોવાથી પ્રતિબિંબનો ઉદય ઘટતો નથી, વળી પ્રકૃતિ નિત્ય હોવાથી મહત્ વિગેરેના વિકારપણે પણ ઉત્પત્તિ ન થાય, વળી અસત્ પદાર્થ ન થાય, અને સતનો અભાવ ન થાય, એવું તેમણે સ્વીકારવાથી પ્રધાન અને આત્મા એ બેજ વિદ્યમાન હોવાથી અહંકાર વિગેરેની ઉત્પત્તિજ ન થાય, વળી પ્રકૃતિનું એકપણું હોવાથી એક આત્માનો વિયોગ થતાં સર્વ આત્માઓનો વિયોગ થવો જોઇએ, અથવા બધા આત્માઓનો એક જ સંબંધ હોવાથી કોઈપણ એક આત્માએ તત્વજ્ઞાન મેળવવાથી તેની પ્રકૃતિનો વિયોગ થતાં તેનો મોક્ષ થાય, અને બીજાનો તત્વજ્ઞાનના અભાવે મોક્ષ ન થાય, તેવું ન બને, વળી બધું નિત્ય હોવાથી જગતમાં આ વિચિત્રતા દેખાય છે, તે જૂઠી થાય અને આ આત્માનું અકર્તૃત્વ માનવાથી બંધ મોક્ષ ન થાય, તેથી આ માનવું તે અયુક્ત છે કારણ કે તેથી વિચિત્રતા દેખાય તેને બાધ આવે છે, તેમ કાર્યવાદ કારણમાં ઘટતો નથી, કારણ કે યુક્તિથી તપાસતાં તે મળતો નથી, જેમકે માટીનો લુંદો પડયો હોય તેનો

ઘડો બનાવ્યા પછી કોઈ એમ ન કહે કે આ માટીને લુદો પડેલો છે વળી ઘડાથી જેમને પાણી વિગેરે લાવવુ હોય તો માટીનો લુદો કારણ છતા કાર્ય (પાણી લાવવા)મા કામ લાગતો નથી, એટલે આગળ પાછળના કર્મ તથા ગુણ સરખા હોતા નથી, (દહીંનુ કારણ દૂધ છતા પણ એક એકનુ કાર્ય કરી શકતા નથી) સાખ્ય મતનો આત્મા નકામો છે, તેમ લોકાયતિકનો આત્મા પણ ભૂતરૂપ હોવાથી અને ભૂત અચેતન હોવાથી તેનાથી કર્ત્તવ્ય થઇ શકે નહિ, વળી કાયાના આકારે પરિણમેલા ભૂતોનું ચૈતન્ય પ્રકટ થતું સ્વીકારવાથી મરણનો અભાવ થઇ જશે, માટે પચ ભૂતરૂપ તેઓ જગત્ માને છે, પણ તેવુ નથી તે અહીં સિદ્ધ કર્યું, પણ દરેકનુ પોતાના અનુભવનુ જ્ઞાન ધર્મી આત્માને સ્થાપે છે (સિધ્ધ કરે છે) પણ તેથી ભૂતો ધર્મીપણે સિદ્ધ નહિ થાય, કારણ કે તેઓ પાચે અચેતન છે, કોઇ એમ કહે છે કે કાયાના આકારે પરિણમ્યા પછી ચૈતન્ય ધર્મ થશે, તે કહેવુ પણ અયુક્ત છે, કારણ કે કાયા આકારે પરિણમવું, તે આત્મા તેનો અધિષ્ટાતા (માલિક) માન્યા વિના તેવુ થવુ દુર્લભ છે, કારણ કે તેથી નિર્હેતુતાનો પ્રસગ આવશે, હેતુ વિના થતુ માનીએ તો હમેશા સત્વ અથવા અસત્વ થશે, (પણ તેવુ નથી) માટે ભૂતોથી જુદો આત્મા સિદ્ધ થવાથી (તેના સારા માઠા કૃત્યો તથા ફળથી) પુણ્ય પાપ સિદ્ધ થશે, અને તેથીજ જગત્‌ની વિચિત્રતા સિદ્ધ થશે,

આ પ્રમાણે સિદ્ધ થતા તે અનાર્યો સાખ્ય અને લોકાયતિકો પચમહાભૂતો માની ઉલટા ચાલનારા શુ કરશે તે કહે છે, પોતાના ખોટા તત્વને પણ સાચુ માની શ્રદ્ધા રાખનારા પચભૂતથી સર્વ કાર્ય થનારૂ માને છે, વળી તેનેજ સાચુ માની તેમા રૂચિ કરનારા તથા તે ધર્મના મૂળ ઉત્પાદકને પ્રશસનારા કહે છે કે " તમારો ધર્મ બહુ સારો કહેલો છે, અમને બહુ ગમે છે " આવા વિચારથી સાવદ્ય અનુષ્ઠાનથી પણ અધર્મ થતો નથી, એવુ માની સ્ત્રીઓના વિલાસમા મુઢ થયેલા પાપો કરી તેના ભોગ ભોગવતા ખેદ પામનારા આલોક પરલોક અને ઉભયલોકની સુગતિથી ભ્રષ્ટ થયેલા પોતાનુ દુર્ગતિથી રક્ષણ કરી શકતા નથી, તેમ બીજાનુ પણ પોતે ડુબેલા હોવાથી રક્ષણ કરી શકતા નથી, આ પાચ ભુત માનનારો બીજો પુરૂષજાત (વાદી) કહ્યો, હવે ઇશ્વરને કારણ માનનારનો મત કહે છે,

अहावरे तच्चे पुरिसजाए ईसरकारणिए इति आहिज्जइ, इह खलु पादीणं वा ६ संते गति या मणुस्सा भवंति अणुपुव्वेणं लोयं उववन्ना तं आरिया वेगे जाव तेसिं च णं महंते एगे राया भवइ जाव सेणावइपुत्ता,तेसिं

# च णएगतीए सड़ीभवइ, कामं तं समणा य माहणा य पहारिंसु गमणाए जाव जहा मए एस धम्मे सुअक्खाए सुपन्नत्ते भवइ।

બે પુરૂષની વાર્તા થઇ, હવે ત્રીજો વાદી ઈશ્વરને કારણ માને છે, તે કહીયે ટીયે તેનું માનવું આ પ્રમાણે છે,

ચેતના અચેતનારૂપ આ બધા જગતનો કર્તા ઇશ્વર કારણરૂપે છે તેનું પ્રમાણ આ છે તેનુ (શરીર) ભુવન (સ્વર્ગ મૃત્યુ ને પાતાળ) નો કરનાર વિગેરે ધર્મી પણે ગ્રહણ કરીયે છીયે ઇશ્વરમા કર્તાપણુ છે સાધવાનો ધર્મ સંસ્થાન વિશેષપણુ હોવાથી જેમ કુવો દેરૂ વિગેરે ધીરે ધીરે વાંસલાથી લાકડુ છોલીને બીજાનું બનાવેલુ છે તેમ તનુ ભુવન વિગેરેનો આકાર હોવાથી તે બીજાના બનાવેલા સિદ્ધ થાય છે તેમનું કહેવું આ છે

अज्ञो जन्तुरनीशः स्यादात्मनः सुखदुःखयोः ।
ईश्वरप्रेरितो गच्छेत् स्वर्गं वा श्वभ्रमेव वा ।१।

અજ્ઞાન જંતુ અસમર્થ હોવાથી આત્માનું સુખદુ ખ કરી શકતો નથી પણ ઈશ્વરની પ્રેરણાથી સ્વર્ગ અથવા નરકમા જાય છે ,વળી તેઓ કહે છે કે પુરૂષ એજ આ સર્વ વસ્તુનો કરનારો છે જે વિદ્યમાન છે અને જે થવાનુ છે તે બધાનો કર્તા પુરૂષ છે વળી તેઓ કહે છે કે

તેમ તેણે પદાર્થોને લોકો આગળ બતાવ્યા છે, તથા જીવોના ધર્મો જન્મ જરા મરણ વ્યાધિ રોગ શોક સુખ દુખ જીવન (આયુ) વિગેરે છે, અને અજીવોના ધર્મો રૂપી દ્રવ્યોના વર્ણ ગંધ રસ સ્પર્શો છે, તથા અરૂપીના ધર્મ અધર્મ અને આકાશના ગતિસ્થિરતા અને અવગાહ છે આ બધા ધર્મો ઇશ્વરે કરેલા છે, અથવા આત્મા એકલો માનનારા અદ્વૈતવાદમાં તે આત્માએ કરેલા છે, તે બધાનો સારાંશ આ છે કે તે બધી ચેષ્ટાઓ કે સ્વરૂપો તે મૂળ પુરૂષને વ્યાપીને રહે છે, આવું સમજાવવા માટે તે દૃષ્ટાંત કહે છે, જેમ કોઇને ગડ ( ગાઠ-ગુમડું ) થાય, તે સંસારી જીવોને કર્મના વશથી ગાઠ વિગેરે થાય છે, તે શરીરમાં થાય તેમ શરીરના અવયવ તરીકે રસોળી વિગેરે થાય છે, તે શરીરમાં શરીર સાથે વધે છે અને તે શરીરમાં એકમેક થઇને ચામડી સાથે રહે છે, પણ તેનો જરાપણ ભાગ શરીરથી જુદો નથી, અને તે શરીરમાં પીડા કરીને રહે છે, અથવા તે ગાઠકે ગુમડું ઓગળી બેસી જાય તો પણ તે શરીરમાં જ સમાઇ જાય છે, તેનો સાર આ છે કે તે ગુમડાનું પ્રષ્ટ જ્યાં હોય ત્યાં શરીરના એક ભાગમાં જ બનાવાય, પણ સેંકડો યુકિત કરીને પણ જુદું બતાવવા કોઇ શકિતમાન નથી, એજ પ્રમાણે આ બધા જડ ચેતન પદાર્થોના ધર્મો ઇશ્વરના કરેલા ઇશ્વરમાથી થયેલા ઇશ્વરને આધીન હોવાથી ઇશ્વરથી જુદા કરી બતાવવા કોઇ સમર્થ નથી અથવા સર્વ વ્યાપી

આત્મા-જેને આધીન ત્રણ લોકના પોલાણમા રહેલા સઘળા પદાર્થો છે, અને તેના જે ધર્મો ( કાર્યો-ચેષ્ટાઓ ) પ્રકટ થાય છે, તે તેનાથી જુદા કરવા કોઇ સમર્થ નથી, વળી જેમ શરીરમા વિકાર (રોગ) થતા ગુમડુ તેનાથી મળેલુ થાય છે, અને તે ગુમડુ ફુટીને ચામડી સારી થતા પણ શરીર તો કાયમ જ રહે છે, એજ પ્રમાણે બધા ધર્મો પુરૂષથી-થએલા છે, માટે પુરૂષાદિક કહેવાય છે, પુરૂષના કારણથી પુરૂષ કારણિક અથવા પુરૂષના વિકારથી થનારા છે, તે પુરૂષથી, જુદા બનવાને યોગ્ય નથી, અને તે પુરૂષનો વિકાર નાશ થવાથી આત્માને આશ્રયી રહે છે પણ તે આત્માથી જુદા બહાર દેખાતા નથી, વળી તેના દૃષ્ટાતો શાસ્ત્રમા અવિરૂદ્ધ (સાચા) ઘણા છે, અથવા આ સમજાવવા માટે ઘણા દૃષ્ટાન્તો છે,

આત્મા એકલો જ છે અને તે ઇશ્વરરૂપે છે, તેનુ કરેલુ જગત્ હોવાથી તેના દૃષ્ટાન્ત ઘણા છે, તેમાનું ગુમડા માફક બીજુ અરતિ-મનમાજે ઉદ્વેગ થાય છે તેનું દૃષ્ટાન્ત આપે છે, તે નરીર (મન)થી થાય છે, તે ગુમડા માફક જાણુવુ તે પ્રમાણે પુરૂષાદિક ધર્મમા સમજવું, (જેમ અરતિ થઇ અને નાશ પામી, છતા શરીર તો કાયમ રહ્યુ ) વળી વાલ્મિક (રાફડો કે માટીનો ઢગલો) પૃથ્વીના વિકારરૂપે થાય છે તે પૃથ્વી સાથે રહે છે, પૃથ્વીમા લાગુ છે, અને પૃથ્વી સાથે મળીને જ રહે છે, એજ પ્રમાણે ચેતના અચેતનારૂપ જે કઇ પદાર્થ કે તેના વિભાગો જેવામા આવે છે, તે બધુ

ઇશ્વરનુ કરેલુ છે, અથવા આત્માના વિકાર્ગ છે પણ તે પૃથ્વીથો વાસ્મીક જુદા ન થાય તેમ તે આ માથી જુદા થઈ ન શકે, હવે ઝાડના દૃષ્ટાન્ત આપે છે

से जहाणामए रुक्खे सिया पुढविजाए पुढविसंवुड्ढे पुढविअभिसमण्णागए पुढविमेव अभिभूय चिट्ठति एवमेव धम्मावि पुरिसादिया जावपुरिसमेव अभिभूय चिट्ठंति से-जहाणामए पुक्खरिणी सिया पुढविजाया-जाव पुढविमेव अभिभूय चिट्ठति, एवमेव धम्मा वि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति.सेजहा णामए उदग पुक्खले सिया उदग जाए जाव उदगमेव अभिभूय चिट्ठति एवमेव धम्मावि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति से जहा णामए

उदगवुब्बुए सिया उदगजाए जाव उदगमेव अभिभूय चिट्ठति, एवमेव धम्मा वि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति ॥

વળી અશોક વિગેરે ઝાડો પૃથ્વીમાથી થાય, તેને આશ્રયી રહે, અને પાછુ તેમા નાશ થાય તોપણ પૃથ્વી કાયમ રહે, તેમ પુરૂષાદિક ધર્મો જાણવા, તથા કમળવાળી તળાવડી પૃથ્વીમા થાય પૃથ્વીને આશ્રયી થાય, પૃથ્વીમા પાણી સુકાઈ જાય, પણ પૃથ્વી કાયમ રહે, તેની રીતે પુરૂષને આશ્રયી સૃષ્ટિ તથા તેના સ્થાવર જગમ પદાર્થ ધર્મો જાણના, તે પ્રમાણે ઘણું પાણી પૃથ્વીમાથી નીકળે પાછુ સમાઈ જાય તેમ પુરૂષથી સૃષ્ટિ થાય અને નાશ પામે, તથા પાણીના પ પોટા થાય અને તેમા તે નાશ પામે છતા પણ પાણી કાયમ રહે, તે પ્રમાણે સૃષ્ટ પુરૂષને આધીન જાણવી, આ પ્રમાણે બધુ સમજાવીને ઈશ્વર વાદી કહે છે કે આ બધુ પુરૂષ કે ઈશ્વરને આધીન છે, તે સિવાય બધુ મિથ્યા છે તે બતાવે છે,

जंपि य इमं समणाण णिग्गंथाणं उद्दिट्ठं पणीयं, वियंजियं दुवालसंग गणिपिडगं

तंजहा–आयारो सुयगडो जावदिट्ठिवातो, सव्वमेवं मिच्छा, ण एयं तहियं ण एयं आहातहियं, इमं सच्चं इमं तहियं इमं आहातहियं, ते एवं सन्नं कुव्वंति, ते एवं सन्नं संठवेति ते एवं सन्नं सोवट्ठवयंति, तमेवं ते तज्जाइयं दुक्खं णाति उट्टंति, सउणी पंजरं जहा ॥ ते णो एवं विप्पडिवेदेंति, तंजहा किरियाइ वा जाव अणिरएइ वा, एवामेव ते विरुवरुवेंहि कम्मसमारंभेहि विरुवरुवाइं कामभोगाइ समारंभंति भोयणाए, एवामेव ते अणारिया विप्पडिवन्ना एवं सद्दहमाणा जाव इति ते णो हव्वाए णो पाराए, अंतरा कामभोगेसु विसण्णेत्ति, तच्चे पुरिसजाए ईसरकारणि एत्ति आहिए। (सू ११)॥

તે ઇશ્વરવાદી જૈનધર્મનું ખંડન કરે છે, કે આ પ્રત્યક્ષ વિદ્યમાન જૈન લોકોના સાધુ જે ત્યાગીઓ શ્રમણ નિર્ગ્રંથ કહેવાય છે, તેમને માટે કહેલું તત્વ બારઅંગ ગણિપિટક જે આચારાંગ સુયગડાંગ વિગેરે દ્રષ્ટિવાદ સુધી સૂત્રો છે તે ઇશ્વરે કરેલા નથી, માટે મિથ્યા (અસત્ય) છે, કારણ કે તેમણે પોતે રચી કાઢ્યા છે, જેમ કોઇ જ્નામાં ચાલ નાંખે તેમ બકે તે પ્રમાણ ન થાય, તેમ ઇશ્વરે કર્યાવિનાના તે બારઅંગો જુઠા છે, મિથ્યા શબ્દથી સમજવું કે તે જે નથી તે નવા બનાવી લીધા છે, અને અતથ્યથી સમજવું કે સાચા અર્થને ઉડાવી દે છે, તથા 'યાથા તથ્ય નથી' એ શબ્દથી સમજવું કે જેવો અર્થ જોઇએ તેવો બાર અંગમાં નથી, આ શબ્દો કહીને તે ઇશ્વરવાદીએ જૈનાગમને સાચા અર્થને ઉડાવનાર અને ખોટા અર્થને બનાવનાર એવો દોષ ચડાવ્યો, જેમકે ગાયને ઘોડો કહે અથવા ઘોડાને ગાય કહે, (અથવા મિથ્યા અતથ્ય અયાથાતથ્ય એ ત્રણે એક અર્થવાળા છે, જેમ શક્ર ઇંદ્ર વિગેરે એક અર્થવાળા છે) આ પ્રમાણે તે વાદીએ બાર અંગ ગણી પિટકને ઇશ્વરના કરેલા ન હોવાથી મિથ્યા ઠરાવ્યા, તેના કહેવા પ્રમાણે ઇશ્વરનું કરેલું આ જગત છે અથવા આત્માથી અદ્વૈત તેના વિકારરૂપે છે, તેથી યથા વસ્થિત તેણે જે તત્વ પ્રરૂપ્યું છે, તે સત્ય છે, અને સાચો અર્થ બતાવવાથી તે તથ્ય છે, આ પ્રમાણે ઇશ્વરને કારણ

માનનારા અથવા આત્માને અદ્વૈત માનનારા "ઉપર પ્રમાણે શરીરભુવન વિગેરે કરનારો ઇશ્વર કારણરૂપે છે, તથા ચેતન અચેતન બધુ આત્મામાથી ઉત્પન્ન થયુ છે, આત્માથીજ બધા આકારની ઉત્પત્તિ થાય છે" એવું જ્ઞાન તેજ ન જાને માને તથા ઉપદેશ કરે અને પોતાના રાગી બના તેમને આ તત્વ બરાબર ઠસાવે અને હવે કહેવાતા ન્યાય વડે યુક્તિઓ વડે સિદ્ધ કરી તેમને પોતાના મતના આગ્રહી બનાવે, તેઓ તથા તેમના અનુયાયીઓ તે મતમા સ્થિર થવાથી ઇશ્વર કર્તૃત્વ અથવા આત્માના અદ્વૈતવાદમા શ્રદ્ધા રાખવાથી સસારના દુખને તોડી શકતા નથી, તેમા જૈનાચાર્ય દૃષ્ટાન્ત આપે છે, જેમ કોઇને ત્યા સારૂ ખાવાનુ મળવાથી શકુનિ ( સમળી ) અથવા લાવક વિગેરે પક્ષી હળેલુ હોવાથી પાંજરાને છોડતું નથી જેમ પાળેલા કબૂતરને આકાશમા ગમે એટલુ ઉડાડે છુટુ મુકે તો પણ ફરી ફરીને ત્યા ઉતરવુ પડે છે તેજ પ્રમાણે ઉપર બતાવેલ વાદીઓ કર્મ બધનને ન જાણવાથી તેને તોડી પણ શકતા નથી પણ પોતાના કદાગ્રહમા અભિમાને ચડેલા હવે પછીના કહેવાતા તત્વ બરોબર જાણતા નથી તે આ પ્રમાણે—

૧ ક્રિયા તે સયમના સદ અનુષ્ઠાનરૂપ કર્તવ્યો, તથા અક્રિયા તે હિંસા જૂઠ વિગેરે અકર્તવ્યોને જાણતા નથી માનતા નથી તેમ તેના ફળ સુગતિ કુગતિ અથવા નરક અનરકને પોતે સદ્ અસદ્‌ના વિવેક રહિત હોવાથી હૃદય

વિચારતા નથી તેથી જેમ ફાવે તેમ ઇંદ્રિયોના વિષયમા લુબ્ધ થવાથી જૂદા જૂદા પ્રકારના બાળ અનુષ્ઠાન કરીને દ્રવ્ય મેળવીને દેખીતા મનોહર કામ ભોગોને તથા ઉચ્ચ નીચ કર્તવ્યને આચરે છે તેમા મુખ્ય રીતે ભોજનનું કાર્ય હોવાથી તથા બીજા ઉપભોગો માટે તે અવળે માર્ગે ચઢેલા પોતે સાચુ બોલી શકતા નથી તેના જૂઠાપણાને જૈનાચાર્ય ખુલાસાથી બતાવે છે

તમારો માનેલો ઇશ્વર બધા કર્તવ્યનુ મૂળ કારણ છે, તેવુ તમે માનો છો તો તે ઇશ્વર પોતાની મેળે આ બધા જીવોને ક્રિયા કરવામા પ્રેરણા કરાવે છે અથવા બીજાનો પ્રેર્યો ક્રિયા કરાવે છે! હવે જો તમે એમ માનો કે ઇશ્વર સ્વય કરાવે છે તો પછી બીજા પોતાની મેળે ક્રિયા કરશે તેમા જેમ અદર બ્યર્થ ગુમડું થાય તેમ ઇશ્વરની કલ્પનાથી શુ લાભ! કારણ કે સૌ ક્રિયા પોતાની મેળે પોતાને કરવાની છે તેમા કોઈ રોકનાર નથી તેના ફળ પણ પોતાને ભોગવવા જ પડે છે) હવે જો બીજો પક્ષ માનો કે ઇશ્વર બીજાની પ્રેરણાથી બીજા જીવો પાસે ક્રિયા કરાવે છે તો તે ઇશ્વરને પ્રેરણા કરનાર ઉપર તેજ પ્રશ્ન ઉભો રહેશે કે તેનો પણ કોઇ પ્રેરનાર હોવો જોઇએ, એમ આ કામમા ફેલાતી અનવસ્થા લના લાગુ પડશે

વળી આ ઇશ્વર મહાપુરૂષપણે હોવાથી વીતરાગતાને પામેલો હોવા છતા કેટલાકને નરકયોગ્ય પાપના કામ કરાવે

અને નરકમા મોકલે, બીજાઓને સ્વર્ગ મોક્ષના કામ કરાવી તેમને સ્વર્ગના સુખ આપે કે મોક્ષના સુખ આપે? (આવુ પરોપકારી ઇશ્વરને વિના કારણ દૂષણ આપવુ ઊચિત નથી)

કદિ તમે એમ માનો કે પોતે જીવો પ્રથમ શુભ અશુભ કર્મ કરે તેમના ફળ ઉદય આવતા ફરી તેવા પાપ કે ધર્મ કરી તેના ફળ ભોગવે તો ઇશ્વર દોષને પાત્ર નથી પણ નિમિત્ત માત્ર છે આવુ કહેશો તો તે પણ યુક્તિનું સગત (બેસતુ) નથી કારણ કે પૂર્વે અશુભ તેણે શા માટે કર્યું કે તેને આવુ ફળ ભોગવવુ પડે, તેથી તેજ દોષ આવીને ઉભો રહે છે

તમે કહેશો કે અજ્ઞ જતુ (મૂર્ખજીવ) કર્મ કરે છે તો આ પ્રશ્ન ઉભો રહે છે કે અજ્ઞજતુને તેવુ કામ કરવાનું કોણે કહ્યુ અને જો તમે એમ માનો કે તે અનાદિથી ચાલ્યું આવ્યું છે તો પછી શુભ અશુભ સ્થાનમા જીવ પોતાની મેળે પ્રવર્તે તેમા ઇશ્વરની કલ્પનાની શું જરૂર છે. તે જ કહ્યું છે

शस्त्रौषधादि संबंधा च्चैत्रस्य व्रणरोहणे।
असंबद्धस्य किं स्थाणोः, कारणत्व न कल्प्यते।१।

ચૈત્ર નામના માણસને શસ્ત્રથી ઘા લાગે અને દવા ચોપડવાથી મટે તો વચમા જેને સબધ નથી એવા ઝાડના ઠુઠાની કારણ તરીકે કલ્પના શું કામ ન કરવી?

વળી તમો કહો છો કે તનુ ભુવન કરનાર બુદ્ધિ પૂર્વક કોઈ છે કારણ કે તેમા સંસ્થાન વિગેરે નિયમન્ગ છે અને જેમ દેવળ વિગેરે નિયમસર બનાવેલા છે તેનો કર્તા છે તેમ તે શરીર વિગેરેનો કર્તા હોવો જોઈએ, (જૈનાચાર્ય કહે છે) આ તમારૂ સાધન ઇશ્વરને સાધતુ નથી કારણ કે તેની સાથે વ્યાપ્તિ સિદ્ધ થતી નથી પણ દેવળ વિગેરેના દ્દષ્ટાનમા જેમ ઇશ્વરવિના તે બીજાના કરેલા તમે માનો છો તેમ તનુ ભુવનનો કર્તા પણ બીજો કેમ ન હોય ? વળી સંસ્થાન શબ્દ માત્રથી બધામા બુદ્ધિપૂર્વ કર્તુ કારણ માનશો તો તેપણ સિદ્ધ નહિ થાય બીજી રીતે ઉપ પત્તિ ન થાય એવા સાધ્ય સાધનના પ્રતિબંધનો અભાવ છે (જ્યા જ્યા આકાર દેખશો ત્યા ઇશ્વર કૃત માની લેશો તેમા દ્દષ્ટાન્ત એવુ નહિ આપી શકો કે આ ઇશ્વરનુ કરેલુ અને આ બીજાનુ કરેલુ) તમે કહેશો કે તે સિવાય સંસ્થાન માત્ર દેખવાથીજ સાધ્યસિદ્ધિ થશે તો પછી અતિ પ્રસંગ આવશે જેમકે,

अन्यथा कुंभकारेण, मृद्विकारस्य कस्यचित् ।
घटादेः करणात्सिध्येत् वल्मीकस्यापि तत्कृतिः ॥१॥

કુંભારે માટીના ઘડા વિગેરેનો આકાર બનાવ્યો તે દેખીને કોઇ જગ્યાએ માટીના રાફડાનો આકાર દેખીને કોઈ અનુ માન કરી કે માટીનો આકાર તો કુંભારજ કરે છે માટે આ

નાકડો પણ કુભારેજ બનાવેલો છે ( એટલે આ અનુમાન કરનાર જેવો મૂર્ખ છે તેવા તમે પણ મૂર્ખ ગણાશો ) વળી ઈશ્વર સારૂ કરનારો હોવાથી વિચિત્રતા ન થાય, કારણકે જગતમા તેનાથી એક રૂપ થવુ જોઈએ, તે પૂર્વે કહ્યુ છે, વળી જેઓ આત્માને અદ્વૈત માનનારા છે, તે અત્યત યુક્તિથી રહિત હોવાથી આશ્રય કરવા યોગ્ય નથી, તે કહે છે તેમા પ્રમાણ નથી, પ્રમેય સિદ્ધ કરવા યોગ્ય નથી, તેમ સિદ્ધ કરનારો હેતુ નથી, તથા દૃષ્ટાન્ત નથી, તેમ તેનો આભાસ લે, વડે સમજાતો નથી, કારણ કે બધા જગતનુ એકપણ થાય, કારણ કે આત્માથી તે અભિન્ન છે, ત્યારે બધાના અભાવમા કોણ કોના વડે આ બોલે છે, તેમ શાસ્ત્રનુ રચવાપણું જ નથી, આત્માનું એકપણું માનવાથી સર્વ એકાકાર હોવાથી હેતુ વિનાનુ જગતનુ વિચિત્રપણું થાય છે, તેથી આ પરિણામ આવશે કે,

नित्य सत्त्वमसत्त्व वा ऽहेतो रन्यानपेक्षणात ।
अपेक्षातो हि भावाना, कादाचित्कत्वसभवः ॥१॥

અન્યોની અપેક્ષા ન કરવાથી અહેતુને લીધે હમેશા સત્ત્વ માયાપણુ હોય કે અવિદ્યમાનપણુ હોય, કારણ કે પદાર્થોનુ અપેક્ષાથી કદી હોવાપણાનો સભવ થાય છે

આ પ્રમાણે અનેક યુક્તિઓ વડે વિચારતા ઈશ્વર કર્તૃત્વ તથા આત્મા અદ્વૈત પક્ષ કોઈ પણ રીતે યોગ્યતા

પ્રાપ્ત કરતો નથી, તો પણ તે દર્શનમા મોહેલા તેઓ સબંધી જે દુઃખો થાય તેનાથી તેઓ પાળેલા પક્ષી માફક બંધનથી છુટી શકતા નથી, પણ પોતાના લાભમા ઉપર બતાવેલી પોતાની ઘટાડેલી યુક્તિઓ માની બેઠા છે, અને તેને જ સાચી માની લેવાથી ન સારથી પાર ઉતરવાના નથી, પણ ભોગોથી ખેદ પામેલા છે, વળી તે આવુ બોલે છે,

यस्य बुद्धिर्नलिप्येत, हत्वा सर्वमिदं जगत ।
आकाशमिव पंकेन नासौ पापेन लिप्यते ॥१॥

ઈશ્વર જગત હણે બધુ, નહિ બુદ્ધિ લેપાય,
જેમ આકાશ પંકથી, પાપી નહિ તે થાય

આવી રીતે અશુભ બોલીને પૂર્વ શરીર છોડીને મોક્ષ સ્થાનમા જવાને બદલે તે વચમા જ હારી કામ ભોગમા મૂઢ બની ખેદ પામે છે, તે બધુ સમજી લેવુ હવે ચોથા પુરૂષનુ કહે છે,

अहावरे चउत्थे पुरिसजाए णियतिवाइएत्ति आहिज्जइ खलु पाईणं वा ६ तहेव जाव सेणावइपुत्ता वा तेसिं चणं एगतीए सड्ढी भवइ, कामं तं समणा य माहणा य संपहारिसु

गमणाए जाव मए एस धम्मे सुअक्खाए सुपन्नत्ते भवइ ॥

ત્રીજા પુરૂષ પછી ચોથો પુરૂષ આવે છે, તે નિયતિ વાદી કહેવાય છે, પૂર્વે કહ્યા માફક બધુ જાણવુ કે પૂર્વ વિગેરે દિશામાથી સુદર કમળ લેવા આવે તેમ આ વાદી કોઇ પુણ્યવાન રાજાની સભામા જ્યા સર્વે સભ્યો સેનાપતિ કે તેના પુત્રો બિરાજમાન હોય, ત્યા ઉપદેશથી શ્રદ્ધાવાળા થાય, માટે ત્યા નિયતવાદને માનનારા શ્રમણ સાધુઓ કે બ્રાહ્મણ (ઉપદેશકો) ત્યા જાય અને સભામા જઇને પોતાનો મત સમજાવે કે અમે આ પ્રમાણે કહીએ છીએ, હવે તે પોતાનુ મતવ્ય કહે છે —

इह खलु दुवे पुरिसा भवंति-एग पुरिसे किरियमाइक्खइ एगे पुरिसे णो किरियमाइक्खइ, जे य पुरिसे किरियमाइक्खइ जे य पुरिसे णो किरियमाइक्खइ दोवि ते पुरिसा तुल्ला एगट्ठा कारणमावन्ना ॥

ટીકા –અહીં કોઈપણ કાળ ઇશ્વર વિગેરે કારણ નથી તેમ પુરૂષાકાર (ઉદ્યમ) પણ કારણ નથી, કારણ કે બધા

સરખી ક્રિયા (ઉદ્યમ) કર્યા છતા નિયતિ (થવાનુ હોય તે ભવિત-વ્યતા)ના બળથી અર્થ સિદ્ધિ થાય છે, માટે નિયતિ જ મુખ્ય કારણ છે, તેનો શ્લોક કહે છે—

प्राप्तव्यो नियतिबलाश्रयेण योऽर्थः
सोऽवश्यभवति नृणा शुभोऽशुभोवा
भूतानां महति कृतेऽपिहि प्रयत्ने,
नाभाव्य भवति न भाविनोऽस्ति नाशः ॥१॥

ભવિતવ્યતાના બળના આશ્રયથી જે મળવાનું હોય તે અવશ્યે નરોને શુભ અશુભ મળે છે પણ જે મળવાનુ નથી, તે ઘણી મહેનત કરે તોયે જીવોને મળતું નથી, તેમ થવાનુ હોય તે નાશ થતુ નથી

આ સસારમા બે જાતના પુરુષો છે, એક ક્રિયા બતાવે છે, એટલે ઉદ્યમને માટે પરદેશમા કે પોતાના દેશમા પુરુષ ફરે છે, તે કાળ ઈશ્વર વિગેરે ની પ્રેરણાથી જતો નથી, પણ નિયતિના બળથી તેને જવુ પડે છે, તેમ અક્રિયા પણ નિયતિને આધીન છે, તેથી ક્રિયા અક્રિયા બને પરતત્ર છે, અને નિયતિને આધારે ચાલે છે, જો તે બને સ્વતંત્ર હોત તો ક્રિયા અક્રિયા બને સમાન ન થાત તે ક્રિયા બને એક અર્થવાળી છે, નિયતિના વશથી તે નિયતિવાદ તથા અનિયતિવાદનો આશ્રય લે છે, આથી એમ પણ સમજવુ કે ક્રિયા માફક કોઈ ઈશ્વર કાળ વિગેરેને બનાવે છે, તે પણ નિય-

તિની પ્રેરણાથી બતાવે છે હવે નિયતિવાદી બીજા મતોનું ખંડન કરે છે

वाले पुण एवं विप्पडिवेदेंति कारण-मावन्ने अहमंसि दुक्खामि वा सोयामि वा जूरामि वा तिप्पामि वा पीडामि वा परितप्पामि वा णो अहं एवमकासि परो वा जं दुक्खइ वा जाव परि-तप्पइ वा णो परो एवमकासि एवं से मेहावि सकारणं वा परकारणं वा एवं विप्पडिवेदेंति कारणमावन्ने से बेमि पाईणंवा ६

(નિયતિ સિવાયના મતો) જેઓ બાળ જેવા અજ્ઞાન છે, તેઓ એવું માને છે કે હું સુખનો દુઃખનો કે ધર્મ પાપનો કર્તા છું, અથવા કાળ ઈશ્વર વિગેરે કારણ છે આવું તેમના હૃદયમાં ખોટું ઠસવાથી તેઓ સમજે છે કે હું શરીર સંબંધી કે મન સંબંધી દુઃખ અનુભવું છું, તથા ઈષ્ટ (અનુકુળ)નો વિયોગ તથા અનિષ્ટ (પ્રતિકુળ)નો સંયોગ થવાથી તે સંબંધી શોક અનુભવું છું, તથા

પ્પાગિ-શરીરનું બળ ખરે છે, (ઓછું થાય છે) તથા હ કે અશ્યતર પીડાને અનુભવું છુ, તથા પરિતાપ નુભવુ છુ તથા સુરામિ-અનાર્ય (અયોગ્ય) કૃ ય કરવાના વર્તેલા આત્માને નર્હું છુ અનર્થ થવાથી પસ્તાઉ છુ, થી તે એમ માને છે કે દ ખ અનુભવુ છુ અને બીજાને ડા કરવા વડે અકાર્ય કરૂ છુ, તેજ પ્રમાણે બીજો પણ ખ શોક વિગેરે મારી માફક અનુભવે છે, અથવા તેણે. ને દ ખ દીધુ તે હુ ભોગવુ છું, તે બતાવે છે હ મને ીજો દ ખ દે છે, અને રોવે છે, આ પોતાથી તથા પરથી ખ સુખ થયેલા માનનાર બાળ જેવો જાણે છે કે સર્વ ખ સુખ પુરૂષ (ઉદ્યમ)ની થયેલુ છે, તે પુરૂષાકાર (ઉદ્યમ) પ્રધાન માને છે, આ પ્રમાણે ઉદ્યમને બાળપણ બતા ીને તે પોતાનો મત કહે છે, મેધા-મર્યાદા કે બુદ્ધિ-તેનાથી ુકત મેધાવી (ડાહયો) નિયતિવાદી આવુ જાણે છે કે જે હુ દ ખ પામુ છુ, રોય કરુ છુ, ક્ષીણ થાઉં છુ પરિતાપ ામુ છુ, પીડા પામુ છુ, તે મે દ ખો કર્યા નથી, તેમ ીજાએ પણ કર્યા ન !', પણ નિયતિથી આવ્યા છે, પણ તેમા પુ પનો ઉદ્યમ કામ લાગતો નથી, કારણ કે બધાને આત્મા અણખામણો નથી કે તે દ ખ થનારી ક્રિયાઓ રે, પણ નિયતિ તેની ઈચ્છા ન હોય તો પણ તેને પાપ કરાવે છે, તેથી દ ખની પરપરા ભોગવવી પડે છે, આજ કારણ બધે યોજવું, આ પ્રમાણે નિયતિવાદી ડાહયો બને

છે, પણ તે તેની લુચ્ચાઈ છે, તે જૈનાચાર્ય કહે છે, કે પોતે નજરે ઉદ્યમ કરતાને જુઓ છે, છતા તેને છોડીને જે નિયતિવાદ દેખાતો નથી, તેનો આશ્રય લેવાથી મહા વિવેકી બને છે, તેને કહેવુ કે તમે પોતાનાથી કે બીજા નાથી દુ ખ વિગેરે ભોગવવા છતા નિયતિકૃત શા માટે બતાવો છો આત્માનું કરેલુ શા માટે માનતા નથી તેના સ ણ ધમા નિયતિવાદી કહે છે કે અસત્ (પાપ) કૃત્ય કરવા છતા દુ ખ ભોગવતો નથી, બીજો સારૂ કૃત્ય કરવા છતા દુ ખ થાય છે માટે નિયતિ માનીયે છીએ, આ પ્રમાણે નિયતિથી સિદ્ધ કરી નિયતિવાદી કહે છે કે બધુ નિયતિને આધીન છે, તે કહે છે,

जे तस थावरा पाणा ते संघायमागच्छं-ति-ते एवं विपरियासमावज्जंति ते एवं विवेगमागच्छंति ते एवं संगतियंति उवेहाए, णो एवं विप्पडिवेदेंति, तंजहा–किरियाति वा जाव णिरएति वा अणिरएति वा एवं ते विरूव रूवहिं कम्मसमारंभेहिं विरूवरूवाइं कामभोगाइं समारंभंति भोयणाए

ત્રસ જીવો તે ભય પામેલા દેખાય તે બે ઇંદ્રીથી પાંચ ઇંદ્રી સુધીના તથા સ્થાવર-સ્થિર રહેનાર એકેંદ્રિય પૃથ્વી વિગેરે પ્રાણીઓ (જીવો) છે, તે નિયતિના લીધે ઔદારિક વિગેરે શરીર મેળવે છે, પણ કર્મ વિગેરેથી તેને શરીર મળતું નથી, તથા એક જ જન્મમાં બાળકુમાર જુવાન બુઢો પણ વિગેરે જુદું જુદું રૂપ આકાર ધરે છે, તે નિયતિથી થાય છે, તથા નિયતિથી જ શરીરથી જીવ જુદો પડે છે, તથા નિયતિથી કુબડો કાણો લંગડો વામન (ઠીંગણો) જરા મરણ રોગ શોક વિગેરે બીભત્સ (નિંદનીય) અવસ્થા આવે છે, આ પ્રમાણે ત્રસ સ્થાવર જીવોની દશા થાય છે, આ પ્રમાણે નિયતિવાદીઓ નિયતિનો આશ્રય લઈને તે નિયતિની ઉત્પ્રેક્ષા (આધાર) રાખીને પરલોકથી ન ડરતા તે આવું જાણતા નથી કે ક્રિયા તે સારૂં કૃત્ય કે અક્રિયા-પાપ છે, પણ નિયતિનો આધાર માનીને તેને માથે દોષ મુકીને જુદી જુદી જાતના ભોગો સ્વાદો લેવા માટે નવા નવા અકૃત્ય કરીને ખાવા પીવા વિગેરે ભોગો માટે પાપો કરે છે, તેથી જૈનાચાર્ય કહે છે કે

**एवमेव ते अणारिया विप्पडिवन्ना तंसद्दहमाणा जाव इति ते णो हव्वाए णो पाराए अंतरा कामभोगेसु विसण्णा चउत्थे पुरिस-**

जाए णियइ वाइएत्ति आहिए इच्चेते चत्तारि पुरिसजाया णाणा पन्ना णाणाछंदा णाणासीला णाणादिट्ठी णाणारुई णाणारंभा णाणाअज्झवसाणसजुत्ता पहीण पुव्वसंजोगा आरियं मग्गं असंपत्ता इति ते णो हव्वाए णो पाराए अंतरा काम भोगेसु विसण्णा ।१२।

ઉપર બતાવ્યા પ્રમાણે તે અનાર્યો વિરૂપ (એકાંત) નિયતિ માર્ગને પકડી બેઠેલા છે

પ્ર-કેવી રીતે તેમનામાં અનાર્યપણું છે?

ઉ-યુક્તિ રહિત નિયતિવાદ પકડી બેઠા છે તેથી, (જૈનાચાર્ય તેની ભૂલ બતાવે છે)

પ્ર-આ તમારી માનેલી નિયતિ સ્વય કે બીજી નિયતિથી નિયતિ સ્વભાવને નિર્માણ કરે છે? જો તમે એમ કહો કે સર્વ પદાર્થોને તે નિયતિ નિર્માણ કરે તો પછી એમ કાં કહેતા નથી કે તે પદાર્થોનોજ સ્વભાવ (ગુણ) છે, કે તે પ્રમાણે થાય છે, પણ તમારી માનેલી નિયતિથી ઘણા દોષ લાગુ પડે છે તેવી નિયતિનો આશ્રય વ્યર્થ કાં લો છો?, તમે બીજી નિયતિથી નિર્માણ માનશો તો એક

પછી એક નિયતિ લાગુ પાડતા અનવસ્થા દોષ લાગુ પડે
વળી નિયતિનો આ સ્વભાવજ માનો તો પછી બધા પ
ર્થોમા એક જ નિયતિ હોવાથી બધાનું એક સ્વરૂપ
જોઇએ, પણ જુદા સ્વભાવ વાળું ન હોવું જોઇએ,
તે નિયતિ એકજ હોવાથી તેનાથી થનારા બધા
પણ એક આકારે થવા જોઇએ તેમ થતા જગતમા અ
જગતમા વિચિત્રતા થવી ન જોઇએ આ થતુ દેખાતું ન
તેમ ઇષ્ટ પણ નથી, આ પ્રમાણે યુક્તિઓથી વિચા
કોઇ અંશે ઘટતી નથી, વળી તમે નિયતિને સ્થાપવા
બે પુરૂષો ક્રિયાવાદી અક્રિયાવાદીનો દૃષ્ટાન્ત આપો છો કે
સમાન છે, તે પણ તમારૂ કહેલુ પ્રતીતિ (ખાત્રી) આ
નથી, પ્રથમ તો એક ક્રિયાવાદી બીજો અક્રિયાવાદી તે
તુલ્યપણુ કેવી રીતે થાય? બન્ને પ્રત્યક્ષ જુદા અભિ
વાળા છતા એક નિયતિથી તેના નિયતપણાથી આ બ
તુલ્યના મનાવશો તો તે તમારા બગ મિત્રો માની
(ન્યાયે ચાલનારો નહિ માને) કારણ કે નિયતિનું અપ્ર
છે, અપ્રમાણપણું થોડામા અમે ઉપર બતાવ્યુ છે,વળી
કહો છો કે "હું જે દુખ વિગેરે ભોગવુ છુ, ત
કર્યું નથી," તે તમારૂ વચન બાળક જેવું છે, (બ
પણ તેવું ન બોલે!) તમે એટલુ પણ જાણતા ન
જન્માતરમા જે શુભ અશુભ કર્મ કર્યા હોય, તે અ
ભોગવાય છે, કારણ કે પોતાના કરેલા કર્મના ફળ

વામા જીવોને પૂર્વકૃત્ય જ ઇશ્વરરૂપે છે તેજ કહ્યુ છે કે,

यदिह क्रियते कर्म तत्परत्रोपभुज्यने
मूलसिक्तेषु वृक्षेषु, फल शाखासु जायने ॥१॥

અહીં કર્યા જે કર્મો પ ભવે ભોગવાય
મૂળે સિંચ્યા ઝાડ તે શાખામા ફળ થાય

यदुपात्तमन्यजन्मनि शुभमशुभ वा स्वकर्म परिणत्या
तच्छक्यमन्यथा नो कर्तु देवासुरैरपि हि ॥२॥

પૂર્વ જન્મે જે કર્યા, શુભાશુભ ફળ અહીં
તે બદલવા સુર અસુર, થાય સમર્થ નહીં

આવુ નજરે દેખવા અનુભવવા છતા નિયતિવાદ માનનારા અનાર્યો યુક્તિ રહિત નિયતિને પકડી બેઠેલા પાપ પુણ્યના ફળ ન માનીને પાપ કરી વિષય સુખની તૃષ્ણામા દુ ખી થયેલા છે આ ચોથા પુરૂષ નિયતિવાદની કથા થઈ, હવે તે ચારેની વાત ટુકાણમા સમજાવે છે, (૧) તે જીવ તેજ શરીર માનનારો (૨) પચ મહાભૂતની સૃષ્ટિ માનનારો (૩) ઇશ્વર બધુ કરે છે, તેવુ માનનારો (૪) નિયતિવાદને માનનારો તે ચારેમા જુદી જુદી બુદ્ધિ છે, જુદા જુદા અભિપ્રાય છે, જુદા જુદા અનુષ્ઠાન છે, જુદી જુદી દૃષ્ટિ (મતવ્ય) છે, જુદી જુદી રૂચિ-ચિત્તનો અભિપ્રાય છે, જુદા જુદા પ્રકારે અધ્યવસાય (વિચાર) કરી જુદા જુદા ટોળા બધાઈને માટે ઉદ્યમ કરના ા છે, ઘરનો પરિવાર માતા

પિતા સ્ત્રી પુત્ર વિગેરે છાડીને પાપ કૃત્ય છોડવાથી આર્ય નિર્દોષ માર્ગને ધાર્યો, તેને બદલે તેથી ઉલટા માર્ગે ચાલી નાસ્તિક વિગેરે થવાથી ઘરનો પરિવાર ધન વિગેરે છોડવાથી અહીં સુખી નથી અને ઉપાધિ રહિત મોક્ષનો દાતાર ઉત્તમ ધર્મના માર્ગ ન પકડવાથી સંસારથી પાર ઉતરવાના નથી તેમ બીજા જન્મમાં પણ સુકૃતના અભાવે સુખ પામવાના નથી, એટલે ન ઘરના તેમ ન મોક્ષના, એમ અધવચ કામ ભોગની લાલસાથી લપટાયેલા સંસાર કીચડવાળા ખાડામાં ખુચેલા જેમ હાથી ખાડામાં કાદવમાં ખુચેલો દુખી છે, તેમ તે ચારે મતવાળા દુખી થાય છે, હવે લોકોત્તર (શ્રેષ્ટ) ભિક્ષા વૃત્તિવાળા ભિક્ષુ (જૈન નિર્ગ્રંથ સાધુ) પાંચમો જે પુરૂષ જાત છે, તેનું વર્ણન બતાવે છે,

सेबेमि पाईणं वा ६ संतेगतिया मणुस्सा भवंति तं जहा आरिया वेगे अणारिया वेगे उच्चागोया वेगे णीयागोया वेगे कायमंता वेगे हस्समंता वेगे सुवन्ना वेगे दुवन्ना वेगे सुरूवा वेगे दुरुवा वेगे तेसिं च णं जणजाण-वयाइं परिग्गहियाइं भवंति, तं अप्पयरा वा

वामां જીવોને પૂર્વકૃત્ય જ ઇશ્વરરૂપે છે તેજ કહ્યું છે કે,

यदिह क्रियते कर्म तत्परत्रोपभुज्यते
मूलसिक्तेषु वृक्षेषु, फल शाखासु जायते ॥१॥

અહીં કર્યા જે કર્મો પરભને ભોગનાય
મૂળે સિંચ્યા ઝાડ તે શાખામા ફળ થાય

यदुपात्तमन्यजन्मनि शुभमशुभ वा स्वकर्म परिणतया
तच्छक्यमन्यथा नो कर्तुं देवासुरैरपि हि ॥२॥

પૂર્વ જન્મે જે કયા, શુભાશુભ ફળ અહીં
તે બદલવા સુર અસુર, થાય સમર્થ નહીં

આવુ નજરે દેખવા અનુભવવા છતા નિયતિવાદ માનનાગ અનાર્યો યુક્તિ રહિત નિયતિને પકડી બેઠેલા પાપ પુણ્યના ફળ ન માનીને પાપ કરી વિષય સુખની તૃષ્ણામા દુ:ખી થયેલા છે આ ચોથા પુરુષ નિયતિવાદની કથા થઈ, હવે તે ચારેની વાત દૃષ્ટાંતમા સમજાવે છે, (૧) તે જીવ તેજ શરીર માનનાગ (૨) પચ મહાભૂતની સૃષ્ટિ માનનારો (૩) ઇશ્વિર બધુ કરે છે, તેવુ માનનારો (૪) નિયતિવાદને માનનારા તે ચારેમા જુદી જુદી બુદ્ધિ છે, જુદા જુદા અભિપ્રાય છે, જુદા જુદા અનુષ્ઠાન છે, જુદી જુદી દૃષ્ટિ (મતવ્ય) છે, જુદી જુદી રૂચિ-ચિત્તનો અભિપ્રાય છે, જુદા જુદા પ્રકારે અધ્યવસાય (વિચાર) કરી જુદા જુદા ટોળા બધાઇને માટે ઉદ્યમ કરનાર છે, ઘરનો પરિવાર માતા

પિતા સ્ત્રી પુત્ર વિગેરે છોડીને પાપ કૃત્ય છોડવાથી આર્ય નિર્દોષ માર્ગને ધાર્યો, તેને બદલે તેથી ઉલટા માર્ગે ચાલી નાસ્તિક વિગેરે થવાથી ઘરનો પરિવાર ધન વિગેરે છોડવાથી અહીં સુખી નથી અને ઉપાધિ રહિત મોક્ષનો દાતાર ઉત્તમ ધર્મનો માર્ગ ન પકડવાથી સંસારથી પાર ઉતરવાના નથી તેમ બીજા જન્મમાં પણ સુકૃતોના અભાવે સુખ પામવાના નથી, એટલે ન ઘરના તેમ ન મોક્ષના, એમ અધવચ કામ ભોગની લાલસાથી લપટાયેલા ન સારા કીચડવાળા ખાડામાં ખુચેલા જેમ હાથી ખાડામાં કાદવમાં ખુચેલો દુખી છે, તેમ તે ચારે મતવાળા દુખી થાય છે, હવે લોકોત્તર (શ્રેષ્ઠ) ભિક્ષા વૃત્તિવાળા ભિક્ષુ (જૈન નિર્ગ્રંથ સાધુ) પાંચમો જે પુરૂષ છે તે છે, તેનું વર્ણન બતાવે છે,

सेवेमि पाईणं वा ६ संतगतिया मणुस्सा
भवंति त जहा आरिया वेगे अणारिया
उच्चागोया वेगे णीयागोया वेगे
वेगे हस्समंता वेगे सुवन्ना वेगे दुवन्ना
सुरूवा वेगे दुरूवा वेगे तेसिं
वयाइं परिग्गहियाइं भवंति, तं

एवं से मेहावी पुव्वमेव अप्पणा एवं समभि
जाणेज्जा, इह खलु मम अन्नयरे दुक्खेरोया
तंके समुप्पज्जेज्जा अणिट्ठे जाव दुक्खे णो
सुहे से हंता भयंतारो! णायओ इमं मम
अन्नयरं दुग्खं रोयातंकं परियाइयह अणिट्ठं
जाव णो सुहं, ताऽहं दुक्खामि वा सोयामि
वा जाव परितप्पामि वा, इमाओमे अन्नयराती
दुग्खातो रोयातंकाओ परिमोएह अणिट्ठाओ
जाव णो सुहाओ एवमेव णो लद्ध पुव्वं भवइ,
तेसिं वा विभयंताराणं मम णाययाणं अन्नयरे
दुक्खे रोयातंके समुपज्जेज्जा अणिट्ठे जाव णो
सुहे, सेहंता अहमेतसिं भयंताराणं णाययाणं
इमं अन्नयरं दुग्खं रोयातंकं परियाइयामि,
अणिट्ठं जाव णो सुहं, मा मे दुग्खंतु वा जाव

**मा मे परितप्पंतु वा,इमाओणं अण्णयराओ दुक्खातो रोयातंकाओ परिमोएमि अणिट्ठाओ जाव णो सुहाओ एवमेव णो लद्धपुव्वं भवइ,**

ઉપર બતાવ્યા પ્રમાણે વૈરાગ્ય ચિત્તવાળો મેધાવી સમજે છે કે તે ખેતર જમીનગામ ઉપર મમત્વ કરતા છતા તથા શબ્દ વિગેરે ઉપર રાગદ્વેષ કરતા છતા તે કામ ભોગો કે વસ્તુઓ તે દુ ખીયાને દુ ખથી મુકાવતા નથી, તે સૂત્રકાર પોતે બતાવે છે કે આ મનુષ્યને તે કામભોગો પોતે ઘણો કાળ ભોગવ્યા છતા તે જ્યારે કામભોગોથી દુ ખીયો થાય, ત વખતે તને ત મદદ કરતા નથી, અથવા શરણુ આપતા નથી, પણ તે કામભોગોથી શુ પરિણામ આવે છે તે કહે છે, (પુન્ય નિદાન કરવાથી પુરૂષ) એ કામભોગોથી પુરૂષને વ્યાધિ થાય, ત ના બુઢાપો આવે ત્યારે અથવા રાજ્ય વિગેરેનો ઉપદ્રવ આવે ત્યારે પોતે કામભોગોને તજી દે છે, અથવા પૈસા શક્તિ વિગેરેના અભાવથી તે પુરૂષને ભોગો તજી દે છે, ત્યારે તે નિશ્ચય કરે છે કે કામભોગો જુદા છે, હું જુદો છુ, ત્યારે આત્માથી ભિન્ન એવી પરવસ્તુ ઉપર શા માટે અમારે મોહ કરવો જોઇએ, આવુ વિચારીને કેટલાક મહાપુરૂષો કામભોગોને છોડવા વિચારે છે કે અમે કામભોગોને છોડીશુ વળી તે અન્યાત્માને વૈરાગ્ય થવાનું

परकृत कर्मणि यस्मान्न क्रामति संक्रमो विभागो वा
तस्मात्सत्वाना कर्म यस्य यत्तेन तद्वेद्यम् ॥१॥
બીજાના કરેલા કર્મ બીજામા જવાનો સંપૂર્ણ ફેરફાર થાય કે થોડાપણ ભાગ જતો નથી, માટે જીવોએ જે કર્મ કર્યા તેના ફળ તેણે જ ભોગવવા તેથી જૈનાચાર્ય કહે છે કે પોતાના કરેલા કર્મ તેનું ફળ તેજ ઇશ્વર રૂપે એ જીવોને છે અર્થાત ઇશ્વરની પ્રેરણા અન્ય લોકો કહે છે તેમા પ્રેરણા ફક્ત પોતાના બાંધેલા કર્મ છે, તેથી તે કર્મના અનુસારે પ્રત્યેક જીવ જન્મે છે, અને આયુ પુરૂ થતા તે પોતે મરે છે, તેજ કહ્યું છે કે

एकस्य जन्म मरणे गतयश्च शुभाशुभा भवावर्ते
तस्मादाकालिकं हितमेकेनैवात्मनः कार्यम् ॥१॥
એકના જન્મ મરણ અને શુભ અશુભ ગતિઓ આ ભવ-ચક્રમા થાય છે, માટે છેવટ સુધીનું હિત થાય તેવુ કૃત્ય પોતાનું પોતે કરવુ, વળી પોતે ખેતર, ઘર, સ્ત્રી સોનું વિગેરે પરિગ્રહ કે મધુર શબ્દો વિગેરે વિષયોને તથા માતા પિતા સ્ત્રી વિગેરે ને છોડવુ હવે દરેકને શુ શુ થાય છે તે બતાવે છે, ઝઝા-કલહ દરેક ને જુદો થાય છે, બીજા કષાયો પણ તેમજ જાણવા, કોઇને ઓછો અને કોઇને વધારે ક્રોધ વિગેરે થાય છે (બધાને સરખા ન હોય) તેજ પ્રમાણે સન્ના-જ્ઞાન-પદાર્થોનું ઓળખવુ તે પણ દરેક જીવને ઓછુ કે સહેજ વધારે સારૂ, તેથી પણ સારુ એમ અનેક પ્રકારનું જ્ઞાન થાય છે, કારણ કે કેવળજ્ઞાન થાય, ત્યા સુધી વધતુ વધતુ કે ઘટતુ ઘટતુ

દરેક જીવને હોય છે, તેજ પ્રમાણે મનન તે વિચારણા શક્તિ વિદ્વતા તથા સુખ દુખની વેદના (અનુભવ) તે તે દરેકને જુદી જુદી હોય છે હવે સમાપ્તિ કરતા કહે છે કે અન્યનું કરેલું પોતે ન ભોગવે પણ જન્મ જરા મરણ વિગેરે પોતાનું પોતે ભોગવે, માટે આ ન્યાય જાણીને ગ બધો સંસાર ચક્રમા ભમતા જીવને ઘણી પીડા થતા તે કે સગા વહાલા તેને બચાવતા નથી, તેમ ભવિષ્યમાં પણ શરણ માટે થતાં નથી, કારણ કે પુરૂષ ક્રોધના ઉદયથી કે બીજા કારણે તે સગાને છોડે છે, બાંધવો કે સ્વજનો (મીઠુ બોલે ત્યાં સુધી વહાલા લાગે છે, પછી વઢવાડ થતા જુદા પડે છે) તેથી પોતાના નથી, અથવા તે પુરૂષ પોતે દુરાચારી નીકળે તો તેને ઘરમાથી તેના સગા જ દૂર કરે છે, અને સગપણનો વ્યવહાર છોડે છે, તેથી એવું ચિંતવવું કે આ જ્ઞાતિના સંયોગો મારાથી ભિન્ન છે, અને તે બધાથી હું જુદો છુ

से किमग पुण वयं अन्नमन्नेहिं णाति संजोगेहिं मुच्छामो इति संखाएणं णाति सजोगं विप्पजहिस्सामो, से मेहावी जाणेज्जा वहिरंगमेय, इणमेव उवणीयतरागं, तं जहा-हत्था मे पाया मे बाहा मे ऊरू मे उदरं मे सीसं मे

બળ ઓછુ થાય છે, વળી જ્યારે યૌવન અવસ્થા જાય છે, ત્યારે શરીરના બધા બંધનો ઢીલા થતા શક્તિ આપો આપ ઓછી થાય છે, તથા રંગથી તથા કાંતિથી શરીરનો દેખાવ ખરાબ થાય છે, તે સંબંધે સન્નતકુમારનું ચરિત્ર અહીં વિચારી લેવુ, તથા જીર્ણ શરીર થતા કાન વિગેરે ઇંદ્રિયો પોતાના વિષયો પારખી શકવા સમર્થ નથી, તેજ કહ્યુ છે,

वालय बुद्धिर्वयो मेधा त्वक चक्षुः शुक्रविक्रमाः
दशकेपु निवर्तन्ते मनः सर्वेंद्रियाणि च ॥१॥

બાળપણુ બુદ્ધિ ઉમર ડહાપણુ ચામડીની કોમળતા આખનુ તેજ વીર્ય અને પરાક્રમ મનની વિચારણા શક્તિ તથા બધી ઇંદ્રિયોની શક્તિ બુઢાપાના દસકાઓમા ક્ષીણ થાય છે, તેમજ વધારે બુઢાપો આવતા શરીરના મજબુત સાધા પણ ઢીંચણ તથા કોણીના ઢીલા પડી જાય છે, વળી કાળાના ધોળા વાળ થતા આખુ માથુ ધોળુ લાગતા પોતાનું શરીર પોતાને ગમતુ નથી તો પછી બીજાને તે કેમ ગમે ? તે કહે છે,

वलि सततमस्थि शोषित शिथिल स्नायुरत कडेवरम
स्वयमेव पुमान् जुगुप्सते, किमुकान्ता कमनीय विग्रहाः ॥१॥

જ્યા ત્યા ચામડીમા વળ પડી ગયા હોય, અને માસ સુકાવાથી હાડકા રહ્યા હોય અને કફ્ત ઢીલા સ્નાયુવાળુ શરીરનુ ખોખુ હોય, તેવા શરીરને જોઇ પોતે પુરુષ નિંદે છે, તો પછી સુદર શરીરવાળી સ્ત્રી તેવા પુરૂષને કેમ ન નિંદે ?

વળી કાળો કેશે બૂઢાપારૂપ જળમા નહાવાથી ધોળા થાય છે, આ પ્રમાણે બૂઢાપાથી મન્મતિ (ડહાપણ) આવતા આવું વિચારે, કે આ મારૂ ઉદાર શરીર જુવાન અવસ્થામાં સારા રૂપવાળુ સારા આહારથી પોષેલુ આયુ ઓછું થતું હોવાથી સર્વથા તજવાનું છે એવું સમજીને શરીરની અનિત્યતા ભાવીને સસારની અસારતા સમજીને ઘરનો બધો પ્રપચ છોડીને ત્યાગવૃત્તિને પામીને તે સાધુ દેહને લાભુ સયમ (ઘણા કાળ સુધીનુ) પાળવાને દીક્ષા લેઈ ગોચરી માટે તૈયાર થાય છે, તે સમયે બે પ્રકારના લોકને જાણે, તે બે પ્રકારને બતાવે છે, પ્રાણ ધારણ કરનારા જીવો, તેમ પ્રાણ ધારણ નહિ કરનારા અજીવો છે, તેમજ ધર્મ અધર્મ અને આકાશ વિગેરે છે, હવે સાધુની અહિંસાની પ્રસિદ્ધિ માટે જીવોના બે વિભાગ બતાવે છે, ઉપયોગ લક્ષણવાળા જીવોના બે વિભાગો છે, ત્રાસ પામે તે ત્રસ બેઇંદ્રિથી પચેંદ્રિ સુધી અને સ્થિર રહે તે સ્થાવર–પૃથ્વીકાય વિગેરે–તે પણ સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત વિગેરે ઘણા ભેદવાળા જાણવા, એના ઉપર ઘણા પ્રકારે વ્યાપાર (વ્યવહાર) ચાલે છે, હવે તેના આરભનો વ્યાપાર કરનારા બતાવે છે,

**इह खलु गारत्था सारंभा सपरिग्गहा, संतेगतिया समणा माहणा वि सारंभा सपरिग्गहा, जे इमे तसा थावरा पाणा ते सयं**

समारभंति अन्नेण वि समारंभावेंति, अण्णंपि समारभंतं समणुजाणंति ॥ इह खलु गारत्था सारंभा सपरिग्गहा, संतेगतिया समणा माहणा वि सारंभा सपरिग्गहा, जे इमे काम-भोगा सचित्ता वा अचित्ता वा ते सयं परि-गिण्हंति अन्नेण वि परिगिण्हावेंति अन्नंपि परिगिण्हंतं समणुजाणंति ॥

આ સમાજમાં (ખલુ વાક્ય શોભા માટે છે) ગૃહ-ઘર તેમાં રહે તે ગૃહસ્થો આરંભ કરનારા છે, તથા પરિગ્રહ રાખનારા છે, તે ગૃહસ્થો સિવાય બીજા સાધુ ગણાતા બૌદ્ધ શ્રમણો એ પણ રાંધવુ રંધાવવાની અનુમતિથી આરંભવાળા છે, તથા દાસદાસીનો પરિગ્રહથી પરિગ્રહવાળા છે, તથા બ્રાહ્મણો પણ તેવા જ છે, એમના સારંભપણાને સૂત્રકાર પ્રકટ બતાવે છે કે, ઉપર બતાવેલા ત્રસ થાવરને પોતે આરંભ કરીને હણે છે, તેમ બીજાને પ્રેરણા કરીને હણાવે છે, વળી તેઓ [illegible] તેવો [illegible] કરે છે, બીજા પાસે કરાવે છે [illegible] કરનારની અનુ-મોદે છે, જીવહિંસા બતાવીને હવે બીજાનું મુખ્ય કારણ પરિગ્રહ બતાવે છે, અહીં ગૃહસ્થો સારંભ સપરિગ્રહ છે,

તેમ શ્રમણ બ્રાહ્મણો છે, તેઓ આરંભ રાખીને શું કરે છે તે બતાવે છે, આ કામ પ્રધાનભોગો છે, તે કામ ભોગ છે, તેમાં સ્ત્રીના અંગને સ્પર્શ કરવો તે કામ છે, અને ફુલની માળા તથા વાજીંત્ર વિગેરેનો રસ લેવો તે ભોગો છે, તે સચિત્ત અચિત્ત બંને પ્રકારે છે, તેનું મુખ્ય કારણ અર્થ (પૈસો) છે, તે સચિત્ત અચિત્ત ભોગ અથવા પૈસાને કામભોગના અર્થિઓ ગૃહસ્થ શ્રમણ તથા માહણો પોતે ગ્રહણ કરે છે, અને બીજા પાસે ગ્રહણ કરાવે છે, અને તે ગ્રહણ કરનારને વખાણે છે, હવે ટુંકાણમાં બતાવે છે,

इह खलु गारत्था सारंभा सपरिग्गहा, संते गतिया समणा माहणा वि सारंभा सपरिग्गहा, अहंखलु अणारंभे अपरिग्गहे, जे खलु गारत्था सारंभा सपरिग्गहा, संते गतिया समणा माहणावि सारंभा सपरिग्गहा, एतेसिं चेव निस्साए बंभचेरवासं वसिस्सामो; कस्सणं तं हेउं! जहापुव्वं तहा अवरं जहा अवरं तहापुव्वं, अंजू एते अणुवरया अणुवट्टिया पुणरवि तारिसगा चेव॥

અહીં તે ગૃહસ્થોને આરંભ પરિગ્રહવાળા જુએ, તેમજ કેટલાક શ્રમણ તથા બ્રાહ્મણોને પણ તેવા દેખે, તેથી તે સાધુ વિચારે કે હું ફક્ત અનારંભી તથા અપરિગ્રહી છુ, આ ગૃહસ્થો તથા શ્રમણો વિગેરે સારંભાદિ ગુણયુક્ત હોવાથી તેમની નિશ્રાએ-આશ્રય લઇને બ્રહ્મચર્ય તથા સાધુનો આચાર પાળીશ, અને આરંભ તથા પરિગ્રહ ત્યાગેલા રહીશુ, તેનો સાર આ છે કે ધર્મનો આધાર દેહ છે, તેની પ્રતિપાલના માટે આહાર વિગેરે માટે આરંભ પરિગ્રહવાળા ગૃહસ્થોની નિશ્રા લઇને દીક્ષા પાળશું,

પ્ર—જો તેમનો આશ્રય લઇને વિહાર કરવો છે, તો પછી શા માટે તે ગૃહસ્થ શ્રમણ તથા બ્રાહ્મણ વિગેરેને છોડવાનું કહો છો?

આચાર્ય તે શંકાને સમજીને તેનો ઉત્તર આપે છે, કે પ્રથમ તે ગૃહસ્થ વિગેરે દોષોથી દોષિત છે, તથા કેટલાક સાધુઓ પ્રથમ ગૃહસ્થ ભાવમા આરંભ પરિગ્રહવાળા હતા, અને દીક્ષા લીધા પછી પણ તેવા આરંભ પરિગ્રહવાળા રહ્યા, તેથી આચાર્ય તે બને પદ (　　)ને નિર્દોષતા બતાવવા કહે છે, કે પછી તે પ્રવ્રજ્યાના સમયે તથા પ્રથમ ગૃહસ્થાવાસમા પણ જો આરંભ પરિગ્રહ રાખે તો પછી દીક્ષાનું રહસ્ય કયા રહ્યું? (માટે આરંભ પરિગ્રહ ત્યાગવો જોઇએ) અથવા શા માટે ગૃહસ્થોનો આશ્રય લેવો જોઇએ, તેનો ઉત્તર કહે છે, કે દીક્ષા લેતી વખતે ભિક્ષા વિગેરે લેવાનુ

ગૃહસ્થો પાસે છે, તેમ દીક્ષા લીધા પછી પણ તે ગૃહસ્થો પાસે લેવાનું છે, ત્યારે સાધુઓની નિર્દોષ વૃત્તિ કેવી રીતે રહેશે? તેનો ઉત્તર એ છે કે પોતે તેમા મમત્વ ન રાખતા આરંભ પરિગ્રહ છોડીને જોઈએ તેટલું નિર્દોષ લેવા માટે તેમનો જરૂર જેટલો આશ્રય લેવો, વળી તે ગૃહસ્થ વિગેરે આરંભ પરિગ્રહવાળા પ્રત્યક્ષ દેખાય છે, તે બતાવે છે કે અંજૂ-પ્રગટ છે કે તે જીભથી પરવશ બનીને સાવદ્ય (પાપ) અનુષ્ઠાનથી છુટયા નથી, તેમ પરિગ્રહથી મુક્ત નથી, અને નિર્મળ ચારિત્ર પાળતા નથી, આ કહેવાનો સાર આ છે કે જેઓ કોઈ અંગે ધર્મ કરવા તૈયાર થયા હોય, પણ ગૃહસ્થો પાસે પોતાને અનુકુળ સ્વાદિષ્ટ ખાવા માટે રસોડુ રાખે કે રંધાવીને ખાય તે સાવદ્ય અનુષ્ઠાનવાળા છે, અને ગૃહસ્થ-ભાવના અનુષ્ઠાનને છોડી ન શકવાથી તે ગૃહસ્થ જેવા જ જાણવા (વર્તમાન કાળના શ્રીપૂજ્યો જતિઓ કે જે સાધુઓ સાથે રસોડા રાખીને વિચરે કે પોતાના માટે રસોડુ રખાવે કે અમુક પોતાના ભક્તોને ત્યાથી ઇચ્છિત વસ્તુઓ રંધાવીને લાવે તેમને માટે આ લખ્યુ છે,

**जे खलु गारत्था सारंभा सपरिग्गहा, संते गतिया समणा माहणा वि सारंभा सपरि-ग्गहा, दुहतो पावाइं कुव्वंति इति संखाय**

दोहिवि अंतेहिं अदिस्समाणो इति भिक्खू रीएज्जा ॥ सेबेमि पाईणं वा ६ जाव एवं से परिण्णाय कम्मे, एवं से ववेयकम्मे, एवं से विअंतकारए भवतीति मक्खायं ॥सू १४॥

હવે સમાપ્ત કરે છે જે આ ગૃહસ્થો વિગેરે છે, તે આરંભ અને પરિગ્રહ વડે પાપોને ઉપાર્જન કરે છે, અથવા સ્વાધીન ખાનારાઓ ગૃહસ્થપણામાં તથા સાધુવેષ ધારીને પણ પાપ કરે છે, તેવું ઉત્તમ સાધુ વિચારીને તે આરંભ પરિગ્રહનો અથવા રાગદ્વેષનો અંત કરનારો બને, અથવા રાગદ્વેષનો અંત (અભાવ) કરનારો રાગદ્વેષ રહિત બનીને ભિક્ષાથી નિર્વાહ કરનારો નિરવદ્ય ભોજન કરનારો સારા સંયમના અનુષ્ઠાનમાં પ્રવર્ત્તે, તેનો સાર આ છે કે જે આ જ્ઞાતિના સંયોગો છે, અને ધન ધાન્યાદિ જે પરિગ્રહ છે, અને આ હાથ પગ વિગેરે અવયવવાળું શરીર છે, અને આયુબળ વર્ણ વિગેરે છે, તે બધું અશાશ્વત અનિત્ય સ્વપ્ન જેવું કે ઈંદ્રજાળ જેવું, અસાર છે, તથા ગૃહસ્થો શ્રમણો તથા બ્રાહ્મણો આરંભ પરિગ્રહવાળા છે, (તેથી તેમને ખરૂં સુખ નથી) એમ સમજીને સારા સંયમ અનુષ્ઠાનમાંજ પ્રવર્ત્તે, વળી હું જરા વધારે ખુલાસાથી દૃષ્ટાન્ત સહિત કહું છું, તેમાં પ્રજ્ઞાપક (કહેનાર)ની અપેક્ષાએ પૂર્વ

વિગેરે કોઈપણ એક દિશામાથી આવેલો તે ભિક્ષુ (સાધુ) રાગદ્વેષ વિગેરેથી દૂર રહેલો નિર્દોષ સંયમમાં રહેલો પૂર્વે બતાવેલ પ્રકારે જ્ઞપરિજ્ઞાવડે જાણીને પ્રત્યાખ્યાન પરિજ્ઞા વડે પચ્ચખાણ કરીને પરિજ્ઞાતકર્મ વાળો (પાપ બધનથી દૂર રહેલો) થાય છે, વળી પરિજ્ઞાત કર્મથી અપેત—કર્મ— નવા કર્મ ન બાધનારો થાય છે, આ પ્રમાણે નવા કર્મ ન બાધવાથી અને યોગ (મન વચન કાયાના વ્યાપાર)ને રોકવાથી પૂર્વે બાધેલા કર્મનો વિશેષ પ્રકારે અંત કરનારો થાય છે, આ બધુ તીર્થંકર ગણધર વિગેરેએ કેવળજ્ઞાને તથા શાસ્ત્ર આગમથી જાણેલુ તમને કહ્યુ છે, (એમ આજ સુધી શિષ્ય પરપરાએ જ્ઞાન આવ્યું છે)

હવે પ્રાણાતિપાતની વિરતિ (અહિંસા) વ્રત વિગેરેમા રહેલ સાધુને કર્મનો કેવી રીતે નાશ થાય છે, તે બતાવવા અહિંસામા પ્રવર્ત્તનાર પોતાના આત્માની ઉપમાએ સર્વ પ્રાણીને હિંસાથી પીડા થાય છે, અને તેનાથી કર્મનો બધ થાય છે તે બધુ મનમા વિચારી તે કહે છે,

तत्थ खलु भगवता छज्जीव निकाय हेऊ पण्णत्ता तंजहा—पुढवीकाए जाव तस काए, से जहा णामए मम अस्सायं दंडेण वा अट्ठीण

वा मुट्ठीण वा लेलूण वा कवालेण वा आउट्टिज्ज माणस्स वा हम्म माणस्स वा तज्जिज्ज माणस्स वा ताडिज्ज माणस्स वा परियाविज्ज माणस्स वा किलामिज्ज माणस्स वा उद्दविज्ज माणस्स वा जाव लोमुक्खणणमायमवि हिंसाकारगं दुक्खं भयं पडिसंवेदेमि ॥

તત્ર કર્મ બધના વિચારમા કેવળજ્ઞાન થયા પછી જિનેશ્વરે છ જીવનિકાયોને હેતુ પણે બતાવ્યા તે પૃથ્વી કાયથી ત્રસકાય સુધી જાણવા, તેમને પીડવાથી જે દુખ ઉત્પન્ન થાય તે પોતાને થતા દુખના પ્રમાણુથી સિદ્ધ કરી દૃષ્ટાન્ત સાથે બતાવે છે જેમ મને હવે પછી બતાવ્યા પ્રમાણે દુખ થાય છે, તેમ બીજાને પણ તે પ્રમાણે દુખ થાય છે, દડ વડે હાડકા વડે મુઠ્ઠી વડે માટીના ઢેફા વડે કર્પર (          ) વડે મારવાથી સકોચ કરી દબાવવાથી અથવા ચાબખા વિગેરેથી મારવાથી તથા આગળી વિગેરે દેખાડી તર્જના કરવાથી ભીત વિગેરે સાથે અફાળવાથી અગ્નિ વિગેરે બાળવાથી અથવા કોઈ પણ પ્રકારે પીડા કરતા હણુવાથી અથવા એક વાળ ખેચીને દુખ

દેતા મને તે હિંસાનું દુઃખ અનુભવાય છે, તેનો ભય મને થાય તે હું અનુભવું છુ, તેજ પ્રમાણે બધાનુ છે તે કહે છે,

इच्चेवं जाण सव्वे जीवा सव्वे भूता सव्वे पाणा सव्वे सत्ता दंडेण वा जाव कवालेण वा आउट्टिज्जमाणा वा हम्ममाणा वा तज्जिज्जमाणा वा ताडिज्जमाणा वा परियाविज्जमाणा वा किलामिज्जमाणा वा उद्दविज्जमाणा वा जाव लोमुक्खणणमाय मवि हिंसाकारगं दुक्खं भयं पडिसंवेदेंति, एवं नच्चा सव्वे पाणा जाव सत्ता ण हंतव्वा ण अज्जावेयव्वा ण परिघेतव्वा ण परितावेयव्वा ण उद्देयव्वा ॥

બધા જીવોને તેવુ દુઃખ થાય છે માટે તેવુ જાણુ કે સર્વે પ્રાણી જીવ ભૂત અને સત્વો જેમા થોડો થોડો ભેદ છે, તેમને દંડ વિગેરેથી મારવાથી તે છેવટ વાળ ઉખેડવા માત્ર સુધી પણુ દુઃખ થતું જાણી તે હિંસા કરનારૂં દુઃખ તથા ભય ઉત્પન્ન થાય છે, તે બધા પ્રાણીઓ આપણી માફક સાક્ષાત્ અનુભવે છે, માટે તે સર્વે જીવોને હણવા નહિ, તેમ મારી નાખવા નહિ, તેમ બળાત્કારથી આપણા

जं पि य इमं संपराइयं कम्मं कज्जइ, णो
तं सयं करेंति, णो अण्णाणं कारवेति अन्नं
पि करेंतं ण समणु जाणइ इति, से महतो
आयाणाओ उवसंते उवट्टिए पडिविरते,

ચારે ગતિમા ભ્રમણ કરાવે તે સાપરાયિક છે તેમા
બીજાનો દ્વેષ કરવો, કે બીજાના ઉપકારને ભૂલી જવું, કોઇની
ઈર્ષા કરવી, જ્ઞાની વિગેરેની આશાતના કરવી કોઇનો ઘાત
કર્યો, તેથી જે નવા કર્મ બ ધાય છે, તેવા અશુભ કૃત્યો પોતે
ન કરે, ન કરાવે, ન તેના પાપીની પ્રશસા કરે તે સાચો
સાધુ જાણવો, હવે ભિક્ષા વિશુદ્ધિને બતાવે છે,

से भिक्खु जाणेज्जा असणंवा ४ अस्सिं
पडियाए एगं साहम्मियं समुद्दिस्स पाणाइं
भूताइं जीवाइं सत्ताइं समारंभ समुद्दिस्स
कीतं पामिच्चं अच्छिज्जं अणिसट्टं अभिहडं
आहट्टुद्देसियं तं चेतियं सिया तं * (अप्पणो

---

બીમમીંદ માજેમ્ના ચોપડામા માઉનવાળો પાઠ નથી

पुत्तार्ड णट्ठाए जाव आएसाए पुढो पहेणाए सामासाए पायगसाए संणिहि संणिचओ किज्जइ इइ एतेसिं पाणवाणं भोयणाए ) णो सयं भुंजइ णो अण्णेणं भुंजावेंति अन्नं पि भुजंतं ण समणुजाणइ इति, से महतो आयाणाओ उवसंते उवट्ठिए पडिविरत्ते ॥

તે સાધુ આવુ જાણે કે આહારનું દાન દેવાની બુદ્ધિથી અથવા સાધુ પર્યાયમા રહેલ કોઈ સાધુને ઉદ્દેશીને કોઇ શ્રાવક કે ભોળા હૃદયનો બીજો કોઈ ગૃહસ્થ સાધુઓને દાન આપવા માટે પ્રાણી ભૂત જીવ અને સત્વોને દુ:ખ થાય તેવો આરંભ કરી ભોજન બનાવે, અથવા તે સાધુને જ ઉદ્દેશીને જીવોને પીડા કરી આહાર બનાવે, અથવા પૈસાથી વેચાતું લઇને કે ઉધારે લાવીને બીજા પાસેથી બળાત્કારથી પડાવીને કે સાનટા માણસોનું ભોજન બધાની મંજુરી વિનાનું આપે, સાધુ માટે બીજા ગામ વિગેરેથી લાવી આપે, આવો દોષિત આહાર સાધુએ અજાણતાં લીધો હોય, પણ જ્યારે તે ખબર પડે ત્યારે દોષ દુષિત જાણીને પોતે ન ખાય, તેમ બીજાને તે ન ખવડાવે, તેમ આવા દોષિત આહારને ખાનારાની પ્રશંસા ન કરે, આવું નિર્મળ ચારિત્ર પાળે તે મોક્ષગામી સાધુ જાણવો,

*से भिक्खू अह पुणेवं जाणेज्जा, तं विज्जति ते सिं परक्कमे जस्सट्ठा तेचेइयं सिया तं जहा अप्पणो से पुत्ताणं धूयाणं सुण्हाणं धातीणं णातीणं राईणं दासाणं दासीणं कम्मकराणं कम्मकरीणं आदेसाणं पुढो पहेणाए सामासाए पातरासाए सन्निही संचए कज्जंति, इह मेगेसि माणवाणं भोयणाए ॥

વળી તે આ પ્રમાણે જાણી લે, કે ગૃહસ્થોને આવા પ્રકારનો રાંધવાનો આરંભ છે, અને કોને માટે બનાવે છે, તેમના નામ બતાવે છે, (૧) પોતાના માટે (૨) પુત્રોને માટે (૩) દીકરી કે દીકરાની વહુને માટે ધાત્રી-ધાવમાતા માટે ન્યાતિ સગાવહાલા કે રાજાઓને માટે દાસ દાસીઓ નોકર નોકરડીઓ માટે તેમજ રાત્રિમા ખાવા માટે કે પ્રભાતમા ખાવા માટે ભોજન બનાવી ને રાખી મુકયુ હોય છે, આ બધું મુખ્ય સાધુએ જાણી લેવુ તેથી એ લાભ થાય છે કે સાધુમા કોઈ બાળક હોય વૃદ્ધ કે માંદો હોય તપસ્વી હોય તેવાને જરૂર પડે તો સવારના પહોરમા પણ ગોચરી જવુ પડે, અને ગૃહસ્થોએ પોતાને માટે બનાવ્યું હોય તેમાથી લેવાનો સાધુઓને અધિકાર છે,

* આગમોદય સમિતિમા આ પાઠ નથી બીમસીંહ માણેકમા છે.

तत्थ भिक्खु परकडं परणिट्ठित मुग्गमुप्पाय णेसणासुद्धं सत्थाइयं सत्थपरिणामियं अविहिंसियं एसियं वेसियं सामुदाणियं पत्तमसणं कारणट्ठा पमाण जुत्तंअक्खो वंजण वण लेवण भूयं संजम–जाया–माया–वत्तियं विलमिव पन्नगभूतेणं अप्पाणेण आहारं आहरेज्जा अन्नं अन्नकाले पाणं पाणकाले वत्थं वत्थकाले लेणं लेणकाले सयणं सयणकाले ॥

સાધુઓમા જે ઉગ્રવિહારી હોય છે, તે બીજાએ બનાવેલ, તેમ બીજા માટે તૈયાર કર્યો હોય તેમા ઉદ્‌ગમ ઉત્પાદ કે એષણા દોષ ન લાગ્યા હોય, તેવો આહાર લાવીને વાપરે, તેમાં પરકૃત અને પરનિષ્ઠિતના ચાર ભાગા થાય છે, તે બતાવે છે, (૧) સાધુને માટે તેણે બનાવ્યુ હોય (૨) તેણે બીજા માટે બનાવ્યું હોય, (૩) સાધુ માટે બીજે બનાવ્યું હોય, (૪) અન્યને માટે અન્યે બનાવ્યુ હોય, તેમા સૂત્રમા ચોથો ભાંગો લીધો છે, તે શુદ્ધ

છે, તેમ બીજો ભાગો પણ શુદ્ધ છે, તેમા સાધુ માટે બનાવેલ નથી,

વળી આધા કર્મી ઉદ્દશીક વિગેરે ઉદગમ દોષ ૧૬, તેમ ઉત્પાદ ધાત્રી દુતી વિગેરેના ૧૬ તથા એષણા દોષમા શકિત વિગેરે ૧૦ કુલ ૪૨ દોષથી રહિત શુદ્ધ આહાર લેવો, તથા સચિત્ત વસ્તુને અગ્નિ વિગેરેથી અચિત્ત બનાવેલ હોય, તે શસ્ત્ર પરિણામવાળી છે, અર્થાત્ ફાસુઆહાર છે, તે પૂર્વના વર્ણ ગધ રસ વિગેરેથી બદલાયેલુ હોય, વળી અવિહિંસિત તે બરોબર અચિત્ત થયેલુ હોય તે લે, તેપણ એષિત–પોતે નિર્દોષ શોધીને લાવ્યો હોય, વૈષિક–સાધુતા સમજીને ગૃહસ્થે આપ્યુ હોય, પણ પોતાના જાતિ વિગેરેના સબધથી ન આપ્યું હોય, તેમ જ્યોતિષ વિગેરે બતાવી ન લીધુ હોય, તે પણ સામુદાનિક–તે એક ઘરથી ન લેતા મધુકર માફક ફરીને થોડુ થોડુ જુદા જુદા ઘેરથી લીધુ હોય, વળી તે શાસ્ત્રના જાણ ગીતાર્થે નિર્દોષ લીધુ હોય, તે પણ ભૂખની વેદના થતી હોય, કે આચાર્ય કે માદા વિગેરેની વેયાવચ્ચ માટે કારણે સાધુ આહાર લે, વળી તે પોતાની હોજરીના પ્રમાણમા લે પણ વધારે પ્રમાણમા ન લે, તેનું પ્રમાણ બતાવે છે,

अद्धमसणस्स सव्वजणस्स कुज्जा दवस्स दो भाए।
वाउपवियारणट्ठा छब्भाग ऊणय कुज्जा ॥१॥

હોજરીના છ ભાગ કરવા તેમા ત્રણ ભાગ દાળભાત શાક કઢી વિગેરેથી સહિતનુ ભોજન કરવું, બે ભાગ પાણી માટે રાખવા, તથા છઠો ભાગ વાયુ માટે ખુલ્લો રાખવો અર્થાત્ થોડુ પણ ઓછુ ખાવુ, આટલુ પણ સાધુએ શરીરની શોભા કે સસાર ભોગવવાની શક્તિ માટે ન ખાવું, ફક્ત જેટલા ભોજનથી દેહ ટકીને સયમની ક્રિયામા પ્રવર્તે, તેટલુ ખાવુ, તેમા બે દ્દષ્ટાન્ત કહે છે (૧) અક્ષનુ ઉપાજન-ગાડાની ધરીમા જેમ તેલ પુરે છે, તથા ગુમડાને મલમ લગાવે છે, તે ઉપમાએ ભોજન લેવુ, તે નબધી ગાથા કહે છે,

अक्खमगेण व सगड ण तरइ विगइ विणा उ जो साहू
सो रागदोसरहिओ मत्ताए विहीइ त सेवे ॥१॥

જેમ ગાડાની ધરીમા તેલ ઉજે છે, તેમ જેટલી વિકૃતિ તેલ-ઘી દૂધ દહી વિગેરે વિના સયમ ન પળી શકે, તેટલી માપસર લઇને રાગદ્વેષ રહિત સાધુ ભોજન કરે, એજ બતાવે છે,

સયમ નિર્વાહનું પ્રમાણ તે સયમ યાત્રા માત્રા-અર્થાત્ જેટલા આહારથી ફક્ત સયમનો નિર્વાહ થાય તેટલુ ખાય, તે પણ સાપ જેમ બીલમા પ્રવેશ કરે તેમ કોળીયા ગળામા સ્વાદ લીધા વિના ઉતારે, અથાત્ સ્વાદિષ્ટ વસ્તુને સ્વાદ લેવા આમ તેમ ફેરવે નહિ, અથવા સાપના દરમા પેસવાની માફક અસ્વાદિષ્ઠ આહાર મળે તોપણ રાગદ્વેષ

કર્યા વિના સાધુ ગોચરી કરી લે, હવે આહારની વિધિ બતાવે છે, અન્નને વખતે અન્ન લેવા જાય, પ્રથમ પહોરે સૂત્રની ગાથા ગોખે, તે સૂત્ર સઝાય પોરસી છે, બીજી પોરસીમા અર્થ શીખે, પછી જે વખતે ભિક્ષાનો સમય થાય ત્યારે તે લેવા જાય, અને ગૃહસ્થ સાધુ માટેજ હાથ કે વાસણને કાચા પાણીથી પહેલા કે પછી ન ધુએ, તે વિચારીને ગોચરી લે, આવી રીતે યોગ્ય સમયે નિર્દોષ ગોચરી લાવીને તે ભોજન કરે, તેમજ પાણીને વખતે પાણી લાવેલ હોય તે પીએ, પણ અતિશે તરસ્યો હોય તો એકદમ ખાવા ન બેસે, તેમ ઘણો ભૂખ્યો હોય તો પાણી એકદમ ન પીએ,

તેવી રીતે કપડા લાવવાના વખતે લાવી રાખે, અને જોઇએ ત્યારે વાપરે, તથા લયન-એટલે પહાડમા કુદરતી કે કોઇએ બનાવેલી ગુફાઓ હોય તે શોધી રાખવી, કારણ કે ચોમાસામા અવશ્યે તેમા રહેવુ જોઇએ, વરસાદમા ગમે તેમ ખુલ્લામા રહેવાય કે ફરાય નહિ, ચોમાસા સિવાય આઠ માસમા ગુફા વિગેરે જોવાનો નિયમ નથી ગમે ત્યા પડી રહેવાય, શયન-સથારો-બીછાનું સુવાના વખતે, એટલે અગીતાર્થીને માટે બે પહોરની નિદ્રા છે, અને ગીતાર્થને એક પહોરની નિદ્રા છે,

**से भिक्खू मायन्ने अन्नयरं दिसं अणुदिसं वा पडिवन्ने धम्मं आइक्खे विभये किट्टे उव-**

ट्ठिएसु वा अणुवट्ठिएसु वा सुस्सूसमाणेसु पवेदए, संति विरति निव्वाणं सोयवियं अज्जवियं मद्दवियं लाघवियं अणतिवातियं सव्वेसिं पाणाणं सव्वेसिं भूताणं जाव सत्ताणं अणुवाइं किट्टए धम्मं ॥

તે સાધુ આહાર ઉપધિ શયન સ્વાધ્યાય ધ્યાન વિગે રેનુ પ્રમાણ જાણે છે તે વિધિને જાણ બનીને ચાર દિશાઓ તથા ખુણાના ભાગોમા વિહાર કરતો ધર્મોપદેશ કરે, કે જેના વડે લોકો ધર્મ કરવાનુ સમજે અને ધર્મ કરવાથી સારા ફળ થાય, તે કહે આ ધર્મ કથન પરહિતમા લક્ષ રાખનારા સાધુએ સારી રીતે ધર્મ સાભળવા બેઠેલા શિષ્યોને કહેવુ અથવા શિષ્યો કૌતુક વિગેરેમા લાગ્યા હેય તેમને બોધ આપવા કહેવું વળી સાભળવા ઇચ્છતા બીજાઓને પણ સ્વપરહિતના માટે ધર્મોપદેશ કહે, સાભળવા ઇચ્છતાને શું કહે તે બતાવે છે,

શાતિ-ક્રોધને જીતવો (ક્રોધ ન કરવો) તેથી યુક્ત જીવહિંસા વિગેરે પાપોની વિરતિ (પાપ છોડવા) તે શાતિ વિરતિ છે, અથવા શાતિ-બધા ક્લેશોને દૂર કરવા દીક્ષા લેવી, તે શાતિવિરતિ છે, તેનો ઉપદેશ આપે, તથા ઉપશમ

तेएवं सव्वत्ताए परिनिव्वुडे त्तिवेमि ॥

આ જગતમા સારા ભિક્ષુ પાસે ઉપર બતાવેલા ઉત્તમ ધર્મ સાંભળીને સમજીને સમ્યગ ઉત્થાન (મનના ઉલ્લાસ)થી ઉઠીને કર્મ વિદારવાને સમર્થ વીર પુરૂષો દીક્ષા લઈને નિર્મળ ચારિત્ર પાળવા વડે સઘળા મોક્ષના કારણો સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રમા રક્ત બનેલા સર્વ કષાયોથી શાંત થયેલા શીતળ બનીને આત્માની સર્વ શક્તિ (અપૂર્વ વીર્ય ઉલ્લાસ) વડે દરેક અનુષ્ઠાન(ચારિત્રની ક્રિયા) મા ઉદ્યમ કરનારા છે,તેઓ છેવટે સંપૂર્ણ કર્મોનો ક્ષય કરીને સર્વથા સિદ્ધ સ્વરૂપ બનીને મોક્ષમા ગયા હવે અધ્યયન સમાપ્ત કરવા કહે છે.

एवं से भिक्खू धम्मट्ठी धम्मविऊ णियाग पडिवण्णे से जहेयं वुतियं अदुवापत्ते पउमवर पोंडरीयं अदुवा अपत्ते पउमवर पोंडरीयं, एवं से भिक्खू परिण्णाय कम्मे परिण्णाय संगे परिण्णाय गेहवासे उवसंते समिए सहिए सया जए, सेव वयणिज्जे तं जहा समणेति वा माहणेति वा खंतेति वा दंतेति वा गुत्तेति वा मुत्तेति वा इसीति वा मुणीति

वा कतीति वा विऊति वा भिग्खुति वा लूहेति वा तीरट्ठीति वा चरण करण पारविउ त्ति वेमि॥

इति वितियसुयक्खधस्स पोडरीयं नाम पढमज्झयण समत्त

હવે ઉપર બતાવેલ ઉત્તમ ગુણોવાળા આત્માર્થી સાધુના બીજા ગુણો બતાવે છે, શ્રુત ચારિત્રરૂપ ધર્મ તેનો અર્થી ધર્માર્થી વળી પરમાર્થથી સર્વ મનાગી ઉપાધિયો મુકત ધર્મ છે તેને પોતે જાણે માટે ધર્મ વેત્તા, તથા નિયાગ તે સયમ અથવા મોક્ષ તેનું કારણ–અને તે સયમ પાળવાથી અવશ્યે મોક્ષ મળશે માટે નિયાગ પ્રતિપન (મોક્ષ માટે જ સયમ પાળનાર) એવો તે પાચમો પુરૂષ જાણવો તેને આશ્રયી જે પૂર્વે બતાવેલુ છે તે બધુ તત્વજ્ઞાન ખુલાસાથી કહ્યુ, તેવો ઉત્તમ સાધુ પદમવર પૌંડરીક તે ચક્રવર્તી વિગેરે શ્રેષ્ઠ પુરૂષને બોધ આપી શકે અને તેવી ઉત્તમતા પરમાર્થ દ્રષ્ટિએ જોતા કેવળજ્ઞાન પ્રાપ્ત થતા થાય છે, તેથી પોતાના કેવળ નિર્મળ જ્ઞાનથી, જ્ઞાન આવરણના અભાવથી બધી વસ્તુની સાચી સ્થિતિ તેને નમજાય કદાચ તેવુ કેવળનાન ન થાય, તો પણ મતિ શ્રુત અવધિ મન પર્યાય જ્ઞાન, અપૂર્ણ છે, અથવા પૂર્ણ છે, તેનાથી યુક્ત છે, એટલે પૂર્વે કહેલ ગુણોયો યુકતસાધુ કર્મને સ્વરૂપથી તથા વિપાકથી તથા ઉપાદાનથી જાણે તે પરિજ્ઞાનકર્મી છે તથા બાહ્ય અભ્યતર સગ (સબધ)ને જાણે તેથી પરિજ્ઞાતસગ છે, અર્થાત્ તેણે ગૃહવાસને નિસ્સાર (નકામો) જાણ્યો છે,

તથા ઇંદ્રિયોને તથા મનને વશ કરવાથી ઉપશાંત છે, તથા પાંચ સમિતિઓથી સમિત છે, તથા જ્ઞાન વિગેરેથી યુક્ત હોવાથી અથવા જગતના તથા પોતાના પરલોકના હિત માટે વર્તે તેથી સહિત છે સર્વકાલ યતનાથી વર્તે માટે સંયત છે, પૂર્વે બતાવેલ સંયમના નિયમોને પાળનારો છે, તથા પરિસહને સહે માટે શ્રમણ છે, અથવા સમ મનવાળો છે, તથા કોઇ જીવને ન હણે તેમ તેવો ઉપદેશ આપવાથી માહન છે, તે બ્રહ્મચારી કે બ્રાહ્મણ છે, ક્ષમા સહિત હોવાથી ક્ષાંત છે, ઇંદ્રિયમન દમવાથી દાંત છે, ત્રણ ગુપ્તિથી ગુપ્ત તથા નિર્લોભી હોવાથી મુક્ત છે, વિશિષ્ટ તપશ્ચર્યા કરવાથી મહર્ષિ છે, ત્રણે કાળની અવસ્થાને માને માટે મુનિ છે, કરવાના કામને કરે માટે કૃતિ છે, પુણ્યવાન કે પરમાર્થ સમજનારો પંડિત છે, સદવિદ્યા શીખવાથી વિદ્વાન છે, નિરવદ્ય આહાર ભિક્ષામાં લે માટે ભિક્ષુ છે, તથા સ્વાદિષ્ટ આહાર ન લેતાં અંતપ્રાંત લેવાથી રૂક્ષ છે, સંસારના તીરે હોવાથી મોક્ષાર્થી છે પંચમહાવ્રત પાળે તે ચરણ, અને તેની રક્ષા માટે ક્રિયા કરે તે કરણ તે ઉત્તરગુણો છે તેમાં પાર થવાનું જાણે માટે ચરણ કરણનો પારવેત્તા છે, આ બધું સુધર્માસ્વામી તીર્થંકર પાસે સાંભળીને જંબુસ્વામી વિગેરે સાધુઓને કહે છે, કે હું પોતાની બુદ્ધિથી નથી કહેતો, જેવું સાંભળ્યું છે તેવું કહું છું, હવે ગાથાઓ વડે નિર્યુક્તિ કરનાર આખા અધ્યયનના દૃષ્ટાન્ત તથા તેનાથી લેવાના બોધનું તાત્પર્ય સમજાવે છે,

उत्तमाय पुंडरीए तम्मेव य उवचएण निज्जुत्ती
अधिगारो पुण भणिओ, जिणोवदेसेण सिद्धित्ति नि.१७८
અહીં ધોળું કમળ જે મો પાદડાનુ હોય તેની ઉપમા આપી છે તેના જ ઉપચય (પુષ્ટિ) થઈને ખીલે તેને ચુટ વાનું છે, તેમાથી સાર એ લેવાનો છે કે સૌથી શ્રેષ્ઠ ચક્રવર્તી જેવા મોટા રાજા ભવ્યાત્મા હોય, તેને જિન ભગવાનનાં ઉપદેશથી બોધની કાર્ય સિદ્ધિ થાય, કારણ કે જગતમાં જેવો ચક્રવર્તી પૂજનીક તેવા તીર્થંકર પૂજનીક છે, હવે તેનું પૂજ્યપણું બતાવે છે,

सुर मणुय तिरिय निरओवगे मणुआ पह चरित्तम्मि
अवि य महाजण नेयत्ति चक्कवट्टिमि अधिगारो नि १७९
દેવ મનુષ્ય તિર્યંચ નરક એ ચારે ગતિમા જે જીવો છે તેમા મનુષ્યો જ સર્વસંવરરૂપ ચારિત્ર લેવા સમર્થ છે, તે મનુષ્યોમા પણ મોટા પુરૂષોમા માનનીય ચક્રવર્તી વિગેરે હોય છે, તેવા મોટાઓને પ્રતિબોધ કરવાથી નાના સામાન્ય માણસોને ઝટ પ્રતિબોધ થાય છે, એથી અહીં પૌડરીક કમળ સાથે ચક્રવર્તી વિગેરે મોટા રાજાની તુલના કરી છે,

अवि य हु भारियकम्मा नियमाउक्कस्सनिरियठितिगामी
तेऽवि हु जिणोवदेसेण तेणेव भवेण सिज्झति ॥१८०॥
વળી મનુષ્ય પ્રધાન છે, તે બીજી રીતે બતાવે છે,
મહા અઘોર પાપ કરનારા પણ મનુષ્યો ઉત્કૃષ્ટ પાપથી નરકમા જવાની તૈયારી કરી રહેલા હોય, તેવાઓ પણ

જિનેશ્વરના સચોટ ઉપદેશથી તેજ ભવમા એમન્ત (બધા) કર્મ ક્ષય થવાથી સિદ્ધિમા જનારા થાય છે, હવે દૃષ્ટાન્ત તથા પરમાર્થ સમજાવીને કમળના દૃષ્ટાતના આધારભૂત તળાવડીનું તરવું સૂત્રકારે મુશ્કેલ બતાવ્યું, તે નિર્યુક્તિકાર બતાવે છે,

जल-मालकद्दमाल बहुविह वल्लियगहण च पुक्खरिणिं
जघाहिं व बाहाहिं नावाहिं व त दुरवगाह ॥१६१॥

જલમાલા-ઘણા ઉંડા પાણીવાળી તથા કાદવવાળી જેનું તળીઉં ન સમજાય તેવી ઉંડી કાદવથી ભરેલી તેના ઉપર ઘણા પ્રકારની વેલડીઓ ઉગેલી તેવી વાવડી કે તળાવડીને જઘા (પગ) બાહુ (હાથ)થી કે નાવથી પણ તરવી મુશ્કેલ છે, આવી વાવડી દેખીને તેમા ઘણા કમળો દેખીને કોઈ પણ માણસ તેને લેવા લલચાય છે,

पउम उल्लघेत्तु ओयरमाणस्स होइ वावत्ती
किं नत्थिमे उवाओ जेणुल्लवेज्ज अविवन्नो १६२

તે બધામા મોટુ પદમવર પૌંડરીક હોવાથી તેને તોડીને લેવા જતા અવશ્યે (કાદવમા ખુચી પાણીમા ડુબવાથી) પ્રાણ જાય છે,

પ્ર-તે તોડીને લાવવાનો કોઈ ઉપાય નથી, કે સુખથી તોડી લાવે, અને પોતાના પ્રાણની રક્ષા કરે ? તેનો ઉપાય બતાવે છે,

विज्जा व देवकम्म अहवा आगासिया विउव्वणया
पउम उल्लघेत्तु न एस इणमो जिणक्खाओ १६३

પ્રજ્ઞપ્તિ વિગેરે વિદ્યા અથવા દેવતાની સહાય અથવા આકાશ ગમન (ઉડવાની) લબ્ધિ હોય તો પદ્મવર પૌંડરીકને તળાવડીમા ઉતરીને લાવે ?

ઉ-જિનેશ્વરે તે ઉપાય બતાવ્યો નથી, પણ

सुद्ध प्पओग विज्जा सिद्धा उ जिणस्स जाणणा विज्जा
भवियजण पौंडरीया उ जाए सिद्धि गतिमुवेंति १६४

શુદ્ધ પ્રયોગ વિદ્યા જે જિનેશ્વરે તત્વ ભાખ્યુ છે, તે વિદ્યાથી જ તે કમળ લેવાશે, પણ બીજા કોઈપણ ઉપાયથી નહિ લેવાય, તીર્થંકર પ્રભુએ કહેલ માર્ગે ભવ્ય જીવરૂપ પુંડરીક સિદ્ધિને પ્રાપ્ત કરશે, અનુગમ (વિષય) આ પ્રમાણે કહ્યો, નયો જ્ઞાન અને ક્રિયા સબંધે પોત પોતાની પુષ્ટિ કરે તેનો ખુલાસો પ્રથમ માફક જાણી લેવો, બીજા શ્રુત સ્કંધનુ પ્રથમ અધ્યયન સમાપ્ત

---

# સૂયગડાંગ સૂત્ર સ્કંધ બીજો.

## ક્રિયા સ્થાન અધ્યયન.

પ્રથમ અધ્યયન કહીને હવે બીજું પ્રારંભ કરે છે, તે બેનો આ પ્રમાણે સંબંધ છે, પહેલા અધ્યયનમાં તળાવડીના સફેદ કમળ પૌંડરીકના દૃષ્ટાન્તથી સર્વ અન્ય ધર્મના ભેદો બતાવ્યા, અને જોઈએ તેવો મોક્ષ મેળવવાનો સમ્યગ્ ઉપાય ન હોવાથી તેઓ નવા કર્મના બાંધનારા બતાવ્યાં, તથા સાચા સાધુઓ સમ્યગ્ દર્શન વિગેરેથી મોક્ષ માર્ગે જનારા હોવાથી સદુપદેશ દેવાથી પોતાને તથા બીજાને સંસાર બંધનના કર્મથી મુકાવનારા છે, તેમ અહીં પણ બારક્રિયા સ્થાનો વડે કર્મ બંધાય છે, અને તેર સ્થાન વડે મુકાય છે, તે પ્રથમ અધ્યયનમાં બતાવેલ બંધ મોક્ષનું પ્રતિપાદન (સમર્થન) અહીં કરે છે, તથા છેલ્લા સૂત્ર સાથે આ અધ્યયનના પ્રથમ સૂત્ર સાથે આ સંબંધ છે ચરણ કરણના જાણ ભિક્ષુએ કર્મ ખપાવવાને ઉદ્યમવાન થયેલાએ કર્મ બંધના કારણો જે બાર સ્થાનો છે, તે બરોબર રીતે ત્યાગવા, અને તેથી ઉલટા માર્ગ મોક્ષના સ્થાનો આદરવા આ સંબંધે આવેલા આ અધ્યયનના ઉપક્રમ વિગેરે ચાર અનુયોગદ્વાર કહેવા જોઈએ, તેમાં ઉપક્રમમાં પહેલો અર્થાધિકાર (વિષય) આ છે કે આ અધ્યયન વડે કર્મનો બંધ જે ક્રિયા વડે થાય છે, તે ક્રિયાઓ છોડવાથી મોક્ષ થાય છે એમ જાણવું, નામ-

નિષ્પન્ન નિક્ષેપામા ક્રિયા તથા સ્થાન–એ બે ભેગા પદવાળુ નામ છે તેમા પ્રથમ ક્રિયા નામના પદના નિક્ષેપા કરવા માટે પ્રસ્તાવનાને રચતા નિર્યુક્તિકાર કહે છે,

किरियाओ भणियाओ किरिया ठाणंति तेण अज्झयण
अहिगारो पुण भणिओ बंधे तह मोक्खमग्गेय ॥१६८॥

જે આપણે કરીએ તે ક્રિયા છે, અહીં તેજ ક્રિયા જ લેવાની છે કે આવશ્યકનો પ્રતિક્રમણ નામનો ચોથો આવશ્યક જે 'પગામ સઝાય' છે, તેમા તેરમી સખ્યામા "પડિક્કમામિ તેરસહિં કિરિયાઠાણેહિં" આ સૂત્રમા બનાવી છે, તે જાણવી અથવા અહીં જ ક્રિયા કહી છે, તે વડે આ અધ્યયનનું નામ ક્રિયાસ્થાન કરે છે, અને તે ક્રિયાસ્થાન ક્રિયા કરનાર સસારી જીવોમાજ હોય છે, પણ ક્રિયા ન કરનાર સિદ્ધોમા નથી હોતુ, તે ક્રિયા કરનારા જીવો કેટલાક અશુભ ક્રિયાથી બધાય છે, કેટલાક શુભ (યોગ્ય) ક્રિયા કરવાથી મુકાય છે, એથી અર્થનો અધિકાર (વિષય) અહીં ફરીને કહ્યો કે બધ અને મોક્ષ માર્ગમા જાણવાનું પ્રયોજન છે, નિક્ષેપામા નામ સ્થાપના સુગમ છે, તેથી દ્રવ્યનિક્ષેપામા દ્રવ્યાદિ ક્રિયા કહે છે

दव्वे किरिए जणया य, पयोगुवाय करणिज्ज समुदाणे
इरियावह सम्मत्ते, सम्मा मिच्छाय मिच्छत्ते ॥१६९॥

દ્રવ્ય–દ્રવ્ય વિષયમા જે ક્રિયા એજનતા જે જીવોમાં કે અજીવોમા ધ્રુજવુ હાલવુ ચાલવું દેખાય છે, તે

છે, પણ તે પ્રયોગથી કે સ્વભાવિક થાય, તે પણ ઉપયોગથી સહિત તે ન લેવી પણ બીજી ઉપયોગ રહિત (લક્ષ વિના) જેમકે આખ વારવાર ફરકે છે તે બધી દ્રવ્યક્રિયા છે, હવે ભાવ ક્રિયા બતાવે છે,

૧ પ્રયોગ ક્રિયા, ૨ ઉપાય ક્રિયા, ૩ કરણીય ક્રિયા, ૪ સમુદાન ક્રિયા, ૫ ઈર્યાપથ ક્રિયા, ૬ સમ્યકત્વ ક્રિયા, ૭ સમ્યગ્ ક્રિયા, ૮ મિથ્યાત્વ ક્રિયા છે

**પ્રયોગ ક્રિયા** –મન વચન કાયા એમ ત્રણ પ્રકારે છે, સ્ફુરાયમાન થતા (વિચારાતા) મનના દ્રવ્યો વડે જે આત્માનો ઉપયોગ થાય છે, તે, એ પ્રમાણે વચન તથા કાયાનું પણ જાણવુ, તેમા શબ્દ બોલતા વચન તથા કાયા બ નેનો ઉપયોગ થાય છે, તેજ કહ્યુ છે,

**गिण्हइ य काइएण णिसिरइ तहवाइएण जोगेण**

ગૃહણ કરે છે કાયથી, કાઢે વચન પ્રયોગ

પણ જવા આવવાની ક્રિયા તો કાયથીજ થાય છે,

**ઉપાય ક્રિયા** –ઘડા વિગેરે જે દ્રવ્ય (વસ્તુ) જે ઉપાય વડે કરે, જેમકે માટીને ખોદવી તેને પલાળીને શુદ્ધ પીંડ બનાવીને પછી કુભાર ચક્કર પર ચડાવીને લાકડીથી ચૈડુ ફેરવે, તેમા પાણી લગાવવુ વિગેરે કાર્ય કરવામા જે જે ઉપાયો કરે, તે ઉપાય ક્રિયા છે

**કરણીય ક્રિયા** –જે કાર્ય જે પ્રકારે કરવુ જોઇએ, તેને તે પ્રકારે કરે, પણ બીજી રીતે ન કરે, જેમકે માટીના

ચીંડ (લુદા) વિગેરેની સામગ્રીથીજ તે ઘડો બને, પણ ઘડો બનાવવામા પાષાણુની રેતી (કાકરી) કામ ન લાગે,

**સમુદાન ક્રિયા**–જે કાર્ય પ્રયોગથી સમુદાયની અવ સ્થામા લેતા તેમા સાચી (વિદ્યમાન) પ્રકૃતિ સ્થિતિ અનુભાવ (રસ) તથા પ્રદેશરૂપે જે ક્રિયાવડે વ્યવસ્થા થાય, તે સમુદાન ક્રિયા, આ ક્રિયા મિથ્યાદૃષ્ટિથી આરભીને સૂક્ષ્મસ પરાય (પહેલા ગુણસ્થાનથી દશમા ગુણસ્થાન) સુધી હોય છે

**ઈર્યાપથ ક્રિયા**–ઉપશાન મોહ (૧૧ ગુણસ્થાન) થી સયોગી (૧૩) ગુણસ્થાન સુધી હોય છે,

**સમ્યક્ત્વ ક્રિયા**–સમ્યગદર્શનને યોગ્ય કર્મ પ્રકૃતિઓ ૭૭ સીતોતેરની સ ખ્યા જેનાવડે બધાય છે તે, સમ્યગ્ મિથ્યાત્વ (મિશ્ર) ક્રિયા તેને યોગ્ય ૭૪ પ્રકૃતિઓ જેનાવડે બધાય છે તે, મિથ્યાત્વ ક્રિયા–બધી મળીને ૧૨૦ પ્રકૃતિઓ જેનાવડે બધાય છે તે, હવે **સ્થાનના** નિક્ષેપા બતાવે છે,

**नाम ठवणा दविए खेत्तेऽद्धाउड्ढ उवरतीवसही**
**सयम पग्गह जोहे अचलगणण सघणा भावे॥ १६७**

આ નિર્યુક્તિની આચારાગ સૂત્રના પ્રથમ સ્ક ધમા બીજા લોકવિજય નામના અધ્યયનમા **ज गुणे से मूल ट्ठाणे** ત્યા સ્થાન શબ્દનો સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિમા પ્રબ ધ (વિસ્તાર)થી કહેલ છે, ત્યા જોવું તેથી અહીં વધારે વ્યાખ્યા કરતા નથી, પણ અહીં જે ક્રિયાવડે તથા જેહ સ્થાનવડે અધિકાર છે તે બતાવે છે

समुदाणियाणिह तओ समपउत्ते य भावठाणमि
किरियाहिं पुरिस पावाइए उ सव्वे परिक्खेज्जा १६८

સમુદાનિકા નામની ક્રિયા ૧૬૬મી ગાથામા બતાવી છે, તે કષાયોને આશ્રયી હોવાથી તે બધી કષાયવાળી ક્રિયાઓનો આ અધ્યયન (પ્રકરણ)મા અધિકાર છે અને સમ્યક્ પ્રયુક્ત સ્થાન જે ભાવ સ્થાન છે, તેજ અહીં વિરતિ (ચારિત્ર) રૂપ સંયમ સ્થાન અને પ્રશાન્તભાવ સાધના (સાધવા–જોડવા) રૂપ અહીં લેવાની છે, અને સમ્યક્ પ્રયુક્ત ભાવસ્થાન લેવાથી ઐર્યા પથિકી ક્રિયા પણ લેવી, તેમજ સામુદાનિકા ક્રિયા લેવાથી અપ્રશાન્ત ભાવસ્થાન પણ ગણી લેવા, અને આ પૂર્વે બતાવેલી ક્રિયાઓ વડે પૂર્વે બતાવેલા પહેલા અધ્યયનના પુંડરીક કમળ લેવાની ઇચ્છાવાળા વાદીઓની પરીક્ષા કરવાને માટે તેમને પણ અહીં ગણી લેવા, અને તેવું બતાવવા માટે સૂત્રકાર પોતેજ હવે કહે છે, કે से एगइया मणुस्सा भवंति इत्यादिथी तथा ते चतुर वादीओनी परीक्षामां पण णायओ उवगरण च विप्पजहाय भिक्खा यरियाए समुट्ठिया विगेरेथी સૂત્રકર્તા કહેશે, નિર્યુક્તિનો અનુગમ (વ્યાખ્યાન) કહ્યુ, હવે સૂત્ર અનુગમ (કથન)મા અટકયા વિના સરળ રીતે સૂત્ર બોલવું તે કહે છે,

**सुयं मे आउसंतेणं भगवया एवमक्खायं —इह खलु किरियाठाणे णामज्झयणे पण्णत्ते,**

## तस्स णं अयमट्ठे—इह खलु संजूहेणं दुवेठाणे एव माहिज्जंति, तं जहा धम्मे चेव अधम्मे चेव उवसते चेव अणुवसंते चेव ॥

સુધર્મા સ્વામી જબુસ્વામીને કહે છે, લાબા આયુવાળા ભગવાને મને આ પ્રમાણે કહ્યુ છે, કે આ ક્રિયાસ્થાન નામનું અધ્યયન છે, તેનો પરમાર્થ આ છે, કે અહીં સમાસ–ટુકામા બે સ્થાન થાય છે, જેટલા ક્રિયાવત જીવો છે, તે બધાને આ બે સ્થાન વડે બતાવશે, જેમકે ધર્મ અને અધર્મમા બધા જીવો સમાય છે, તેનો સાર આ છે કે ધર્મસ્થાન છે, અને અધર્મસ્થાન છે, અથવા ધર્મ સાથે રહેનાર (ધર્મ્ય) ધર્મી અને વિપરીતમા અધર્મી છે, તથા કારણની શુદ્ધિથી કાર્યની શુદ્ધિ થાય છે, તેથી કહે છે ઉપશાત (સાધુ)ને ધર્મસ્થાન છે, અને અનુપશાતને અધર્મસ્થાન છે, તેમા ઉપશાત–ઉપશમ પ્રધાન કે ધર્મ સ્થાનમા જે કેટલાક મહાસત્વવાળા (ઉત્તમ સાધુઓ) રહેલા છે, તે ઉત્તરોત્તર શુભ ઉદયમા વર્તે છે, અને તેથી વિપરીત ઉલટી કુબુદ્ધિવાળા સસારના વાછકો અધો અધ (નીચી) ગતિએ જનારા છે, અહીં જો કે અનાદિ કાળના ભવના અભ્યાસથી ઇંદ્રિયોની અનુકૂળતાથી પ્રાયે પ્રથમથી અધમનામા પ્રવર્તેલો લોક (જીવસમૂહ) છે, પણ પાછળથી સદુપદેશથી તથા

समुदाणियाणिह तओ सम्मपउत्ते य भावठाणंमि
किरियाहिं पुरिस पावाइए उ सव्वे परिक्खेज्जा १६८

સમુદાનિકા નામની ક્રિયા ૧૬૬મી ગાથામા બતાવી છે, તે કષાયોને આશ્રયી હોવાથી તે બધી કપાયવાળી ક્રિયાઓનો આ અધ્યયન (પ્રકરણ)મા અધિકાર છે અને સમ્યક્ પ્રયુક્ત સ્થાન જે ભાવ સ્થાન છે, તેજ અહીં વિરતિ (ચારિત્ર) રૂપ સંયમ સ્થાન અને પ્રશસ્તભાવ સાધના (સાધવા-જોડવા) રૂપ અહીં લેવાની છે, અને સમ્યક્ પ્રયુક્ત ભાવસ્થાન લેવાથી ઐર્યાપથિકી ક્રિયા પણ લેવી, તેમજ સામુદાનિકા ક્રિયા લેવાથી અપ્રશસ્ત ભાવસ્થાન પણ ગણી લેવા, અને આ પૂર્વે બતાવેલી ક્રિયાઓ વડે પૂર્વે બતાવેલા પહેલા અધ્યયનના પુંડરીક કમળ લેવાની ઇચ્છાવાળા વાદીઓની પરીક્ષા કરવાને માટે તેમને પણ અહીં ગણી લેવા, અને તેવું બતાવવા માટે સૂત્રકાર પોતેજ હવે કહે છે, કે से एगइया मणुस्सा भवंति इत्यादिथी તથા તે ચતુર વાદીઓની પરીક્ષામા પણ णायओ उवगरण च विप्पजहाय भिक्खा यरियाए समुट्ठिया વિગેરેથી સૂત્રકર્તા કહેશે, નિર્યુક્તિનો અનુગમ (વ્યાખ્યાન) કહ્યું, હવે સૂત્ર અનુગમ (કથન)મા અટકયા વિના સરળ રીતે સૂત્ર બોલવું તે કહે છે,

**सुयं मे आउसंतेणं भगवया एवमक्खायं —इह खलु किरियाठाणे णामज्झयणे पण्णत्ते,**

**तस्स णं अयमट्ठे—इह खलु संजूहेणं दुवेठाणे एवं माहिज्जंति, तं जहा धम्मे चेव अधम्मे चेव उवसंते चेव अणुवसंते चेव ॥**

સુધર્મા સ્વામી જબુસ્વામીને કહે છે, લાંબા આયુવાળા ભગવાને મને આ પ્રમાણે કહ્યુ છે, કે આ ક્રિયાસ્થાન નામનું અધ્યયન છે, તેનો પરમાર્થ આ છે, કે અહીં સમાસ–ટુંકામા બે સ્થાન થાય છે, જેટલા ક્રિયાવત જીવો છે, તે બધાને આ બે સ્થાન વડે બતાવશે, જેમકે ધર્મ અને અધર્મમા બધા જીવો સમાય છે, તેનો સાર આ છે કે ધર્મસ્થાન છે, અને અધર્મસ્થાન છે, અથવા ધર્મ સાથે રહેનાર (ધર્મ) ધર્મી અને વિપરીતમા અધર્મી છે, તથા કારણની શુદ્ધિથી કાર્યની શુદ્ધિ થાય છે, તેથી કહે છે ઉપશાત (સાધુ)ને ધર્મસ્થાન છે, અને અનુપશાતને અધર્મસ્થાન છે, તેમા ઉપશાત–ઉપશમ પ્રધાન કે ધર્મ સ્થાનમા જે કેટલાક મહાસત્વવાળા (ઉત્તમ સાધુઓ) રહેલા છે, તે ઉત્તરોત્તર શુભ ઉદયમા વર્તે છે, અને તેથી વિપરીત ઉલટી કુબુદ્ધિવાળા સસારના વાટકો અધો અધ (નીચી) ગતિએ જનારા છે, અહીં જો કે અનાદિ કાળના ભવના અભ્યાસથી ઇંદ્રિયોની અનુકૂળતાથી પ્રાયે પ્રથમથી અધમનામા પ્રવર્તેલો લોક (જીવસમૂહ) છે, પણ પાછળથી સદુપદેશથી તથા

યોગ્ય આચાર્યની સગતિથી ધર્મ સ્થાનમા પ્રવર્તે છે, છતા પણ અભ્યર્હિત ( આદેય ) પણાથી પ્રથમ ધર્મ સ્થાન તથા ઉપશાત સ્થાન બતાવ્યું, અને પાછળથી વિપરીત બતાવ્યું,

तत्थणं जे से पढमस्स ठाणस्स अहम्म पक्खस्स विभंगे तस्स णं अयमट्ठे पण्णत्ते, इह खलु पाईणंवा ६ संतेगतिया मणुस्सा भवंति,तं जहा आरिया वेगे अणारिया वेगे उच्चागोया वेगे नीयागोया वेगे कायमंता वेगे हस्तमंता वेगे सुवण्णा दुव्वण्णा वेगे सुरूवा वेगे दुरूवा वेगे.

હવે પ્રાણીઓને પોતાના રસ (મનની ભાવનાઓ)ની પ્રવૃત્તિ વડે જે પહેલુ સ્થાન થાય છે, તેને આશ્રયી કહે છે, જે આ પ્રથમ અનુષ્ઠેય ( કરવા ) પણે પ્રથમ અધર્મ પક્ષનું સ્થાન છે, તેના જુદા જુદા ભગો હોવાથી વિભાગ કે વિચાર થાય છે, તેનો સાર આ છે કે આ જગતમા પૂર્વ વિગેરે છ દિશામાની કોઈ પણ દિશામા જે મનુષ્યો વસે છે, તે આવા હોય છે, બધા પાપ (જગલી) ધર્મ (રીવાજો) થી જે શીઘ્ર દૂર થાય તે આર્ય જાતિના (ઉત્તમ આચારવાળા)

હાય છે, તેથી વિપરીત અનાર્યો છે તેમજ કેટલાક પુણ્યે
યથી ઉંચ (માનનીય) ગોત્રના કેટલાક નીચ (અમાન્ય)
ગોત્રના કેટલાક જોઇએ તેવી ઉંચાઇના કેટલાક ઠીંગણા હોય
છે, કેટલાક સુદર રંગનાં કેટલાક અસુદર રંગના વિગેરે
હોય છે, કેટલાક સુરૂપવાળા તથા કેટલાક કદરૂપા હોય છે.

तेसिं च णं इमं एतारूवं दंडसमादाणं
तं जहा णेरइएसु वा तिरिक्ख जोणिएसु वा
मणुस्सेसु वा देवेसु वा जेयावन्ने तहप्पगारा
पाणा विन्नू वेयणं वेयंति

ઉપર બતાવેલા મનુષ્ય વિગેરેને આ પ્રમાણે દંડ (દુઃખ-
રૂપ શિક્ષા) પાપના ગ્રહણ કરવાના સંકલ્પ કરવાથી તેના
ફળ ભોગવવા માટે ચાર ગતિ નારકી તિર્યંચ મનુષ્ય કે દેવોમાં
જઇને જુદી જુદી જાતિ કે રંગ વિગેરેવાળા પ્રાણીઓ કે
વિદ્વાનો વેદના (જ્ઞાન) ને અનુભવે છે, સાતા અસાતા (સુખ
દુઃખ) ને અનુભવે છે, તેના ચાર ભાગા થાય છે તે કહે છે

(૧) સંજ્ઞી (મનવાળા) જીવો વેદના અનુભવે છે, અને
જાણે છે, (૨) સિદ્ધો (આઠ કર્મથી રહિત) જાણે છે, પણ
અનુભવતા નથી, (૩) અસંજ્ઞી (મન રહિત) વેદનાને અનુ-
ભવે છે, પણ જાણતા નથી (૪) અજીવ (ચેતના રહિત-જડ)
નવેદે, ન અનુભવે, અહીં પહેલા ત્રીજા ભાગાનો અધિકાર

છે, (બીજા ચોથા ભાંગાની જરૂર નથી) તે નારકી વિગેરે ચારે ગતિના જીવો જે જ્ઞાનવાળા છે તેમને આ પ્રમાણે તીર્થંકર ગણધર વિગેરેએ તે ક્રિયાસ્થાન બતાવ્યા છે,- તેની વિગત હવે બતાવે છે

**तेसि पि य णं इमाइ तेरस किरिया ठाणाइं भवंतीति मक्खायं. तं जहा--१ अट्ठादंडे २ अणट्ठादंडे ३ हिंसादंडे ४ अकम्हादंडे ५ दिट्ठीविपरियासियादंडे ६ मोसवत्तिए ७ अदिन्नादाणवत्तिए ८ अज्झत्थवत्तिए ९ माणवत्तिए १० मित्तदोसवत्तिए ११ मायावत्तिए १२ लोभवत्तिए १३ इरियावहिए ॥**

(૧) પોતાના ખાસ પ્રયોજન માટે જે જે ક્રિયા બીજા જીવોને પીડા રૂપદંડ (પાપ) કરીએ તે અર્થદંડ છે, (૨) વિના કારણ પાપ કરીએ તે અનર્થદંડ છે, (૩) જેમાં પ્રત્યક્ષ રીતે બીજાનો જીવ લેવારૂપ હિંસા કરીએ તે હિંસાદંડ છે, (૪) ઉપયોગ રહિત (અજાણે) કોઈને બદલે કોઈને મારીએ તે અકસ્માત દંડ છે (૫) દૃષ્ટિ-આંખ તેનાથી જોવામાં ભૂલ

થાય તે દષ્ટિ વિપર્યાસ જેમ દોરડાને અંધારામા સાપ જાણીને મારવા પ્રયત્ન કરીએ-તે અથવા માટીના ઢેફાને વાંદડી મારવાની બુદ્ધિથી તીર ફેંકતા ચકલા વિગેરેને લાગતા જે મરી જાય તે (૬) જૂઠ્ઠ-સચ્ચ બોલી તે ખરાનુ ખોટુ કરે, ખોટાને ખરૂ કરે, (૭) પારકાની વસ્તુ વગર આપે લેવી અર્થાત્ ચોરી લુંટ કે ધાડ પાડવી અથવા કોઈની પડેલી વસ્તુ લઈ લેવી, (૮) આત્મા (મન)મા વિના કારણ જે મન મેલુ કરીને ચિંતામા પડી જઈએ, (આર્તધ્યાન-જગતમા આપણું કશુ નથી છતાં તેના ઉપર જે મમત્વ કરીએ ને દુઃખી થઈએ તે) (૯) માનદંડ-હુ ઉંચ જાતિનો છુ એમ માનીને બીજાનું અપમાન કરે, વિનય લેવાન કરે તે પ્રમાણે કુલ બળ, રૂપ, તપ, ઋદ્ધિ, વિદ્યા, લાભમા પણ મદ કરી અપમાન કરે તે (૧૦) મિત્રદોષ મિત્રોના ઉપતાપથી દોષ લગાડે તે, (૧૧) માયાદંડ-બીજાને ઠગવાની બુદ્ધિથી જે લુચ્ચાઈ કરે તે (૧૨) લોભ-લોભને આશ્રયી જે પાપ કરે, (૧૩) ઇર્યાપથિકી પાચ સમિતિ ત્રણ ગુપ્તિથી યુક્ત બનીને સર્વ ક્રિયા કરે, તેમા સહેજ કર્મ બંધ થાય છે, આવી રીતે હુ ટુંકાણમા કહીને વિસ્તારથી જેવો ઉદ્દેશ તેવો નિર્દેશ (વર્ણન) કરવા પડેલા ક્રિયાસ્થાનથી પ્રારંભ કરે છે,

**पढमे दंड समादाणे अट्ठादंडवत्तिएत्ति**

**'आहिज्जइ से जहा णामए केइ पुरिसे आय-**

हेउं वा णाइहेउं वा अगारहेउं वा परिवारहेउं वा मित्तहेउं वा णागहेउं वा भूतहेउं वा जक्खहेउं वा तं दंडं तसथावरेहिं पाणेहिं सयमेव णिसिरि ति अण्णेण वि णिसिराविति अण्णंपि निसिरंत समणुजाणइ, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ, पढमे दंड समादाणे अट्ठा दंडवत्तिएत्ति आहिए ॥ सू. १७॥

જે પ્રથમ દંડ સ્વાર્થ માટે બતાવ્યો તેની વિગત કહે છે, કોઇ પુરૂષ (તેથી ચારે ગતિમા બધા જીવોમાથી કોઈ પણ પ્રાણી) આત્મા (પોતાના) માટે જ્ઞાતિ (સગા વહાલા) માટે અગર રહેવાના ઘર માટે પરિવાર–દાસદાસી માટે, અથવા ઘરની આજીવિકાની વસ્તુ માટે તથા મિત્ર નાગદેવ ભૂતદેવ કે યક્ષદેવ વિગેરે માટે જીવહિંસાનો પાપરૂપદંડ ત્રસથાવર જીવોને દુ ખરૂપ પોતે નીપજાવે (કરે) જેમ દંડ (લાકડી) મારે તેમ જીવોને દુ ખ દે, અર્થાત્ જે ક્રિયાથી બીજા જીવને દુ ખ થાય, તેમ બીજા પાસે જીવોને દુ ખ દેવડાવે, અથવા કોઇ જીવોને દુ ખ દેતો હોય તેને પ્રશંસે,

આવુ પાપ કરવું કરાવવુ કે પાપ કરનારને પ્રશંસવાથી તે આત્મા માટે કરનારને તે સંબંધી સાવદ્યક્રિયા (જીવહિંસા)નુ કર્મ બંધાય છે, આ પ્રથમ આત્મદંડની વ્યાખ્યા કરી,

अहावरे दोच्चे दंडसमादाणे अणट्ठा दंड वत्तिएत्ति आहिज्जइ, से जहा णामए केइ पुरिसे जे इमे तसा पाणा भवंति, ते णो अच्चाए णो अजिणाए णो मंसाए णो सोणियाए एवं हिययाए पित्ताए वसाए पिच्छाए पुच्छाए वालाए सिगाए विसाणाए दंताए दाढाए ण्हारूणिए अट्ठिए अट्ठिमंजाए णो हिंसिंसु मेत्ति णो हिसंति मेत्ति णो हिंसिस्संति मेत्ति णो पुत्तपोसणाए णो पसुपोसणाए णो अगार परिवूहताए णो समण माहण वत्तणा-हेउं णो तस्स सरीरगस्स किंचि विप्परिया

दिता भवंति, से हंता छेत्ता भेत्ता लुंपइत्ता विलुंपइत्ता उद्दवइत्ता उज्झिउं बाले वेरस्स आभागी भवंति अणट्ठा दंडे ॥

હવે બીજું અનર્થદંડ નામનું સમાદાન બતાવે છે જેમ કોઇ પુરૂષ (જીવ) કંઇપણ નિમિત્ત (કારણ) વિના અવિવેક (મૂર્ખાઇ)થી પ્રાણીઓને (ગમતની ખાતર) હણે છે; તે બતાવે છે, કે જે આ સંસારમાં રહેલા પ્રત્યક્ષ દેખાતા ઉંમ્ત ( ) વિગેરે જીવોને હણે છે, તે અર્ચા ( )ને માટે હણતો નથી, તેમ અજિન (ચામડા)ને માટે હણતો નથી, એજ પ્રમાણે માસ લોહી હૃદય પિત્ત વસા (ચરબી) પીછા પુછડા વાલ શીંગડા વિષાણ ( ) નખ સ્નાયુ હાડકા હાડકાની મજ્જા એવી કોઇપણ વસ્તુ માટે હણ્યા નથી, હણાવતો નથી, હણાવશે નહિ, મને કે મારા સગાને કામ લાગશે તેવી બુદ્ધિ નથી તે પણ બતાવે છે, પુત્ર પોષવાને માટે હણાવતા નથી, તેમ પોતાના પશુઓને પોષવા માટે પણ નહિં, ઘર બાંધવા માટે કે ઘરના રક્ષણ માટે નહિ, તેમ શ્રમણ બ્રાહ્મણને પોષવા માટે પણ નહિ તથા તેણે જે જીવોને પોતાને આશ્રયે પાળવા લીધા છે તેમનાથી તે શરીરને કંઈપણ રક્ષણ થતું નથી, છતાં તેમની હિંસા કરાવે છે; એટલે ફક્ત કારણ વિના ક્રીડા કરવા માટે હમેશનો

અભ્યાસ પડવાથી શિકાર વિગેરે એવી પ્રાણીઓને દડાથી મારે, તથા તે પ્રાણીના કાન વિગેરે છેદી નાખે છે, તથા જુ વિગેરેમા કાટાની શુળ વિગેરે પ્રોયે છે કે જુને તેમા પરોવે છે તથા બીજા શરીરના ભાગોને લુપે છે, નાશ કરે છે, તથા વિલુપે છે, આખ કાઢે ચામડી કાપે તથા હાથ પગ છેદે છે, જેમ નારકીના જીવોને પરમાધામી દુખ દે છે, તેમ આ પાપીજીવ વિના કારણજ જુદા જુદા ઉપાયોથી બીજા જીવોને પીડા કરે છે અને છેવટે તે જીવ લેનારો થાય છે, અથવા તે બાળક માફક સારા માઠાનો વિવેક ભૂલીને અથવા આત્માને વિસારીને અજ્ઞાન જડ જેવો વગર વિચારે કામ કરવાથી બીજા ભવમા વેર લેવાવાનુ કર્મ બાધે છે, (ભવોભવ વેર લેવાય છે) અહીં પચેદ્રિય જીવોને પીડારૂપ અનર્થ દડ જવી રીતે થાય છે, તે બતાવ્યો, હવે સ્થાવર એકેદ્રીજીવોને કેવી રીતે વગર કારણે પીડે છે તે બતાવે છે

*से जहा णामए केइ पुरिसे जे इमे थावरा पाणा भवंति तं जहा इक्कडाइ वा कडिणाइ वा जंतुगाइ वा परगाइ वा मोक्खाइ वा तणाइ वा कुसाइ वा कुच्छगाइ वा पप्प-

* આ પાઠ આગમોદય સમિતિમા છાપેલો નથી ગયો છે

गाइ वा पलालाइ वा ते णो पुत्तपोसणाए णो पसुपोसणाए णो तस्स सरीरगस्स किंचिवि परियाइ भवंति से हंता छेत्ता भेत्ता लुंपइत्ता विलुंपइत्ता उद्दविइत्ता उज्झिउं वाले वेरस्स आभागी भवति अणट्ठा दंडे ॥

જેમ કે કોઈ નિર્વિકી પુરૂષ રસ્તામા જતા ઝાડના કોમળ પાદડા વિગેરેને લાકડીવિગેરેથી તોડતો ફળની ઈચ્છા વિના નિરર્થક રમત કરતો જાય છે, તે બતાવે છે, જે આ પ્રત્યક્ષ દેખાતા સ્થાવર વનસ્પતિ કાયના જીવો છે, તેમા ઇક્કડ એક જાતનું ઘાસ છે, કડિણુ-જતુગ પરગ-આ ઘાસની જાતિનુ ઘાસ છે તે, તથા મોખ નદીમા ઘાસ થાય છે તે, તૃણ બીજા ઘાસ થાય છે તે, કુશ-ડાભ કચ્છગ-( )પપ્પગ પલાલ-ઘાસની જાતિ-છે, તે ઘાસ પુત્ર પશુ કે ઘરના નિર્વાહ માટે કે શ્રમણ બ્રાહ્મણ માટે કે તેના શરીરની પુષ્ટિ માટે થતા નથી, છતા તે બધાને વિના કારણ ક્રીડામાત્રથી છેદ ભેદલુ પે વિલુ પે ઉપદ્રવ કરીને તે બાળક જેવો માણસ વેરનો ભાગી થાય છે, તે અનર્થદંડ છે, હવે અગ્નિકાય આશ્રયી કહે છે,

से जहाणामए केइ पुरिसे कच्छंसि वा दहंसि वा उदगंसि वा दवियंसि वा वलयंसि वा णूमंसि वा गहणंसि वा गहण विदुग्गंसि वा वणंसि वा वणविदुग्गंसि वा पव्वयंसि वा पव्वयविदुग्गंसि वा तणाइं ऊसविय ऊसविय सयमेव अगणिकायं णिसिरति, अण्णेणवि अगणिकायं णिसिरावेति, अण्ण पि अगणिकायं णिसिरिंतं समणु जाणइ अणट्ठादंडे एवं खलु तस्स तप्पत्तियं सा वज्जन्ति आहिज्जइ. दोच्चे दंड समादाणे अणट्ठादंड वत्तिएत्ति. आहिए. सू ॥१८॥

જેમકે કોઇ પુરૂષ અજ્ઞાન દશાથી કચ્છ ( ) દહ (ધરો) ઉદક (જમીન ઉપર પાણી હોય) દવિય-(સમુદ્રની ખાડી કે નદી) મા તથા વલય (નદીના વચ્ચે ગોળાકાર બેટ) નૂમ (ખાડામા કે નીચાણ) મા ગહન જલ રહીત સ્થાન-કે

૧૧

જેમા પાણી સુકાઈ ઘાસ ઉગ્યું હોય ગહન દુર્ગ અટવી, વન (વગડા)મા વનંદુર્ગ-(બીયામણા વગડા)મા પર્વત પહાડમા પર્વતદ્દુર્ગ-પર્વતના વિષમ સ્થાન, આ જગ્યામા પાણી સુકાઇને સુકુ ઘાસ કુશ પુષ્પ વિગેરે હોય તેમા અગ્નિ મુકે, અથવા ઘણા જીવને દુખરૂપ બીજા પાસે દવ મુકાવે, અથવા અગ્નિ મુકતાને પ્રશસે, આ પ્રમાણે મનવચન કાયાના યોગથી કરવુ કરાવવુ પ્રશસવું એમાનું કઇંપણ જેઓ કરે, તેને તે જીવહિંસા સબધી આગ દેવડાવતા મહા પાપ લાગે છે, આ બીજુ અનર્થદડ કહ્યુ, હવે ત્રીજુ બતાવે છે

अहावरे तच्चे दंड समादाणे हिंसादंड वत्तिएत्ति आहिज्जइ से जहामए केइ पुरिसे ममं वा ममि वा अन्नं वा अन्नि वा हिंसिसु वा हिंसइ वा हिंसिस्सइ वा तं दंडं तस थावरेहिं पाणेहिं सयमेव णिसिरति अण्णेणवि णिसिरावेति अन्नंपि णिसिरंतं समणुजाणइ हिंसा दंडे, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहि-

ज्जइ, तच्चे दंड समादाणे हिंसा दंड वत्ति-एत्ति आहिए (सू. १९)

હવે ત્રીજુ હિંસા દંડ છે, જેમકે કોઇ પુરૂષ પોતાના મરણુના ભયથી અથવા બીજો મારા ઉપર ઘા કરશે, તેવી બુદ્ધિથી જેમ કંસે દેવકી બેનના પુત્રોને ભય દૂર કરવા હણી નાખ્યા, અથવા મારા પણું લાવીને જેમ પરશુરામે કાર્તવીર્યને માર્યો, અથવા અન્ય સાપ સિંહ વિગેરે ભવિષ્યમા મારશે માટે તેને પ્રથમથી મરાવી નાખે તે અથવા કોઈ હરણુ વિગેરે પશુને બગાડ કરનારૂ જાણી તેને લાકડીથી મારે તેમ એણે મને તથા મારા મિત્ર વિગેરેને હણ્યા, હણે છે, હણશે, એવી સભાવના થતા ત્રસ થાવર ઉપર પોતે દંડ વિગેરેથી મારે, કે બીજા પાસે મરાવે તેમજ મારતાને અનુમોદે, તો આ હિંસાદંડ થાય છે, તે ત્રીજુ ક્રિયા સ્થાન બતાવ્યુ

अहावरे चउत्थे दंड समादाणे अकस्मात् दंड वत्तिएत्ति आहिज्जइ, से जहाणामए केइ पुरिसे कच्छंसि वा जाव वणविदुग्गंसि वा मियवत्तिए मियसंकप्पे मिय-

કદાચ ખડખડાટ થતા કચ્છ વિગેરેમા જઇને એ મૃગો છે, તેમાના કોઈ પણ મૃગને મારવા બાણુ નાખે મનમા નક્કી કરે કે મારે મૃગને મારવુ છે, તેમ બાણુ ફેંકતા તે વડે મૃગને બદલે તીતર પક્ષી, વર્ત્તક (      ) કે ચકલો, લાવક, બબુતર કપિ-હોલો, કપિંજલ વિગેરેમાથી કોઇને હણે, તેથી ધારેલાને બદલે બીજાને હણ્યો માટે અકસ્માત (ઓચીંતો) દંડ છે,

से जहाणामए केइ पुरिसे सालिणि वा वीहीणि वा कोद्दवाणि वा कंगूणि वा परगाणि वा रालाणि वा णिलिज्जमाणे अन्नयरस्स तणस्स वहाए सत्थं णिसिरेज्जा, से सामगं तणगं कुमुदुगं वीही ऊसियं कलेसुयं तणं छिंदिस्सामित्ति कट्टु सालिं वा वीहिं वा कोद्दवं वा कंगुं वा परगं वा रालयं वा छिंदित्ता भवति इति खलु से अन्नस्स अट्ठाए अन्नं फुसति अकम्हादंडे, एवं खलु तस्स तप्पत्तियं सावज्जं आहि-

ज्जइ, चउत्थे दंडे समादाणे अकम्हा दंड वत्तिए आहिए ॥सू. २०॥

હવે વનસ્પતિને આશ્રયી અકસ્માત્ દંડ બતાવે છે, જેમ કોઇ પુરૂષ ખેડુત વિગેરે ચોખાવરી કોદ્રવ કાંગ પરગ (બંટી) ગલ કાપવાને બદલે શ્યામા (સામો) જાતિનું ઘાસ છેદીને અનાજ શુદ્ધ કરવા એક ધાન્યને બદલે બીજુ ભૂલથી દાતરડા વિગેરેથી છેદે, એટલે તેને બુદ્ધિ તો પ્રથમ બતાવેલ શાલિ વિગેરે રાલ સુધી કાપવાની હતી તેને બદલે અજાણમાં સામો વિગેરે છેદાય, અથવા તેને સ્પર્શ કરે તો પણ તેને પરિતાપ (પીડા) થાય, એથી તે ખેડુતને સામો છેદવા બદલ અકસ્માત્ દંડ સંબંધી પાપ લાગે, આ પ્રમાણે અહીં ચોથો અકસ્માત્ દંડ બતાવ્યો,

अहावरे पचमे दंड समादाणे दिट्ठिविपरियासिय दंड वत्तिएत्ति आहिज्जइ से जहाणामए केइ पुरिसमाईहिं वा पिईहिं वा भाई वा भगिणिहिं वा भाज्जहि वा पुत्तेहि वा धूताहि वा सुण्हाइं वा सद्धिं संव-

समाणे मित्तं अमित्तमेव मन्नमाणे मित्ते हय पुव्वे भवइ, दिट्ठि वि परियासिया दंडे ॥ से जहाणामए केइ पुरिसे गाम घायंसि वा णगर घायंसि वा खेड कव्वड मडंब घायंसि वा दोणमुह घायंसि वा पट्टण घायंसि वा आसम घायंसि वा सन्निवेस घायंसि वा निग्गम घायंसि वा रायहाणि घायंसि वा अतेणं तेणमिति मन्नमाणे अतेणे हय पुव्वे भवइ दिट्ठि विपरियासिया दंडे, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ. पंचमे दंड समादाणे दिट्ठि विपरियासिया दंड वत्तिएत्ति आहिए ॥सू २१॥

હવે પાચમુ દડ સમાદાન દષ્ટિ વિપર્યાસ (જોવામા થતી ભૂલ) દડ સબધી ક્રિયાસ્થાન (પાપ) કહે છે, જેમ

કોઈ પુરૂષ ચાર ભટ્ટ-(લડવૈયો) માતા પિતા ભાઇ બેન સ્ત્રી દીકરો દીકરી છોકરાની વહુ વિગેરે સાથે રહેતો જ્ઞાતિના પાલન માટે મિત્ર (હિતસ્વી)ને ભૂલથી અમિત્ર માનીને મારે, તેથી અમિત્રને બદલે મિત્ર મારવાથી દ્રષ્ટિ વિપર્યાસ દંડ કહેવાય, અથવા બીજી રીતે બતાવે છે,

જેમ કોઈ પુરૂષ લડાઇમાં કોઈ[*] ગામ વિગેરે ઉપર હુમલો લઇ જતા નજર ચૂકથી ચોર ન હોય તેને ચોર માનીને મારે, અણજાણે તેણે મનની ભ્રાંતિથી વિભ્રમમાં આકુળ થઈને ચોરને બદલે અચોર (સાહુકાર)ને માર્યો છે, તેથી દૃષ્ટિ વિપર્યાસ દંડ છે, તેથી તેવું કૃત્ય કરનારને તે સબંધીનું કર્મ બંધાય, આ પાંચમું દૃષ્ટિ વિપર્યાસ સબંધી ક્રમ બતાવ્યું

## अहावरे छट्ठे किरिया ट्ठाणे मोसावत्तिएत्ति

* ૧ ગામ-જેની આજુબાજુ કાંટાની વાડ હોય ૨ નગર-ચાર ક તેની નગર ક્લાા તથા કરની મગરિન હોય તથા ત્યાં ગામડાં હોવા કર ન હોય ૩ ખેટ-નદી કે પહાડો આડથી નાનું ગામ હોય, ૪ ખર્વટ-પર્વતથી વીંટાયેલું ગામ ૫ મડંબ
દ્રોણમુખ-નદી કે દરિયા કિનારે બંદર, જ્યાં ભૂમી અને જળ બંને આવતી હોય ૭ પટ્ટણ-રત્નની ખાણ હોય ૮ આશ્રમ તાપસોનું સ્થાન, ૯ સન્નિવેસ-જ્યાં મોટા વેપારી ॥ કાફલો અથવા લશ્કરને ઉતરવાનું મોટું મેદાન હોય, ૧૦ નિગમ-જ્યાં વેપારી વાણીયા ઘણા હોય, ૧૧ રાજધાની રાજાનું નિવાસ સ્થાન

आहिज्जइ, से जहा णामए केइ पुरिसे आयहेउं वा णाइहेउं वा अगारहेउं वा परिवारहेउं वा सयमेव मुसं वयति, अण्णेण वि मुसं वाएइ, मुसं वयंतंपि अण्णं समणुजाणइ, एवं खलु तस्स तप्पत्तिय सावज्जंति आहिज्जइ, छट्टे किरियाठाणे मोसा वत्तिएत्ति आहिए २७

હવે છઠુ ક્રિયાસ્થાન મૃષાવાદ જાૃ૦ સબધી કહે છે, પૂર્વના પાચ સ્થાનમા ક્રિયા-સ્થાનપણું છતા પ્રાયે પરને પીડારૂપ ઉપરાંત (હિંસા) હતી તેથી તેને દંડ સમાદાનની સંજ્ઞા આપી હવે પછીના સ્થાનમા પરને મારવાનું નથી, તેથી તેને ક્રિયાસ્થાન નામ આપ્યુ છે, જેમ કોઈ પુરૂષ પોતાનો પક્ષ સિદ્ધ કરવા પોતાના માટે જ્ઞાતિ-ઘર-કે પરિવાર માટે સાચી વાતને ઉડાવી જૂઠીને સાચી કરવા જૂઠુ બોલે જેમકે પોતે કે પોતાના કોઇએ ચોરી કરી હોય છતા કહે કે હુ કે મારા ઘરનો કોઈ માણસ ચોરી કરનાર નથી, તે ચોરીને કે સાચી વાતને ઉડાવે છે, અને બીજો ચોર ન હોય તેના ઉપર ખોટું તોહમત મુકી ચોર બનાવે છે, તેવી રીતે બીજા પાસે જૂઠું બોલાવે છે, તથા પોતાના

पक्षना लाभ माटे जे जूठ बोलता होय तेने प्रशंसे छे, आ प्रमाणे करवाथी तने त्रणत्रिकथी जूठ बोलवाथी ते संबंधी पाप बंधाय छे, आ प्रमाणे छठुं क्रियास्थान कह्युं,

अहावरे सत्तमें किरिय ट्ठाणे अदिन्नादाण वत्तिएत्ति आहिज्जइ, से जहाणामए केइ पुरिसे आयहेउं वा जाव परिवारहेउं वा सयमेव अदिन्नं आदियइ अन्नेण वि अदिन्न आदियावेति अदिन्नं आदियंतं अन्नं समणुजाणइ, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ सत्तमे किरिय ट्ठाणे आदिन्ना दाण वत्तिएत्ति आहिए ॥सू. ७३॥

हवे सातमुं क्रियास्थान अदत्तादान (चोरी) नामनुं कहे छे, ते पण पूर्व माफक जाणवुं, जेमके कोई माणस पोताने माटे के छेवटे परिवार माटे पारकानी वस्तु पोते चोरे बीजा पासे चोरावे के अन्य कोई चोरतुं होय तेने प्रशंसे, तेने त्रीजुं चोरीनुं पापकर्म बंधाय, आ सातमुं क्रियास्थान कह्युं,

अहावरे अट्ठमे किरिय ट्ठाणे अज्झत्थ वत्तिएत्ति आहिज्जइ, से जहाणामए केइ पुरिसे णत्थिणं केइ किंचिवि संवादेति सयमेव हीणे दीणे दुट्ठे दुम्मणे ओहयमणसंकप्पे चिंता सोगासागर संपविट्ठे करतलपल्हत्थ मुहे अट्टज्झाणोवगए भूमि गय दिट्ठिए झियाइ, तम्स णं अज्झत्थया आसंसइया चत्तारि ठाणा एवमाहिज्जइ, (ज्जंति) तं—कोहेमाणे मायालोहे, अज्झत्थमेव कोहमाण मायालोहे, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ, अट्ठमे किरिय ट्ठाणे अज्झत्थ वत्तिएत्ति आहिए ॥सू २४॥

હવે આઠમુ ક્રિયાસ્થાન અધ્યાત્મક (આત્મા) નામથી કહે છે, જેમ કોઈ પુરૂષ ચિંતામાં ડુબેલો હોય, તે સમયે

તેને બીજો કોઇ દુખ આપનાર નથી તેમ કોઇથી તેને વિમવા, પરિભાવ (અપમાન) કે જૂઠું કલંક આપવા વડે દુખ થતું નથી, (પણ પ્રથમના કોઇપણ કારણે ચિત્તમાં સંકલ્પ ઉઠવાથી દુખ થાય છે, તેથી તે પોતે જ જેમ નીચ વર્ણના લીધે કોઇનો તિરસ્કાર થતા દીન થાય તેમ આ મંદ માફક હીન બની મનમાં ગભરાયેલો દુષ્ટ દુર્મન અને અસમાધિથી મનના વિચારો હણાયલો ચિંતારૂપ દિલગીરીના સાગરમાં ડુબેલો અથવા ચિંતાશોક તેજ સાગરમાં પેઠેલો (અર્થાત્ મહા દુખીઓ) કેવો થાય છે તે કહે છે, હથેળીમાં મોઢું રાખીને હમેશા ઉદાસ બેસે, તથા આર્તધ્યાનને વશ થઇને સારો વિવેક છોડીને ધર્મધ્યાનથી દૂર રહી કંઇપણ (નવા કારણ વિનાજ રાગદ્વેષ વિગેરે જોડકાને વશ થયા માફક ચિંતામાં ડુબી અંતર આત્મામાં થયેલ મન સબંધી સંશય વિનાનો (પોતાનો) તેને ચાર સ્થાન થાય છે તે કહે છે, ક્રોધ માન માયા લોભ તે ચારે આત્માની સાથે (કર્મ તરીકે) સબંધ ધરાવે છે, એ હોય ત્યારેજ મન દુષ્ટ થાય છે, તે દુષ્ટ મનના લીધે મનની સમાધિ હણાતા તે અધ્યાત્મ સબંધી સાવદ્ય (પાપ) કર્મ બંધાય છે, આ આઠમું ક્રિયાસ્થાન કહ્યું

## अहावरे णवमे किरियट्ठाणे माणवत्तिएत्ति आहिज्जइ. से जहाणामए केइ पुरिसे

जातिमएण वा कुलमएण वा बलमएण वा रूवमएण वा तवमएण वा सुयमएण वा लाभमएण वा इस्सरियमएण वा पन्नामएण वा अन्न तरण वा मयट्ठाणेणं मत्ते समाणे परं हीलेति निंदेति खिंसति गरहंति परिभ-वइ अवमण्णेति इत्तरिए अयं, अहमंसि पुण विसिट्ठ जाइ कुल बलाइ गुणोव वेए एवं अप्पाणं समुक्कसे, देह च्चुए कम्मवितिए अवसे पयाइ, तं जहा गब्भाओ गब्भ (४) जम्माओ जम्मं माराओ मार णरगाओ णरगं चंडे थद्धे चवले माणियावि भवइ, एवं खलु तस्स तप्पत्तिय मावज्जति आहिज्जइ, णवमे किरियाठाणे माण वत्तिएत्ति आहिए ॥सू. २५॥

હવે નવમુ ક્રિયા સ્થાન માન નબમી બતાવે છે, જેમ

રેથી મજ્ત માર મારે; આ પ્રમાણે થોડા અપરાધમાં ઘણો ક્રોધ કરી માર મરાવે, તેવા નિર્દય સાથે રહેતાં માતા પિતા વિગેરે દુઃમણા થઇને રોજના દુખથી કંટાળે છે, અને તે ઘાતકી મનુષ્ય પરદેશ જાય તો તેના સોબતીઓ સુખ માને છે, તેવો માણસ થોડા અપરાધમાં ઘણી શિક્ષા કરે છે, તે બતાવે છે, જેની પાસે દંડ છે તે દંડ પાર્શ્વ અર્થાત્ કોઈનો થોડો અપરાધ જુએ તો પણ ક્રોધ કરી દંડ પાડે (દુખ દે) તે દંડ પણ મોટો હોય, તેથી દંડ વડે ગુરૂત્વ (મોટાઇ) બતાવે, તથા વારવાર દંડ કરે તેથી દંડપુરસ્કૃત (વાત વાતમાં દંડ કરનાર) છે તેથી તે પોતાને તથા પારકાને આ લોકમાં આ જન્મમાં અહિત છે, કારણ કે તે પ્રાણી મોટી શિક્ષા અલ્પ અપરાધમાં કરે છે, તેમ પરલોકમાં અહિત છે કારણ કે પોતે તેવા પાપ કરવાથી પોતે તેના દુખ ભોગવે, અને વધારે શિક્ષા કરવાથી બીજાને ક્રોધ ચડતાં તે વૈર લેવા નિયાણુ કરે તેથી વૈર લેતા બંનેની જીંદગી બગડે વળી જેવા તેના બહાનાથી જેવું તેવું નિમિત્ત લઇને વારેવારે બળે માટે સંજ્વલન છે, વળી તે ઘણો ક્રોધી હોવાથી મારવું બાંધવું ચામડી ઉતારવી વિગેરે પાપમાં જલદી પડે છે, અને તેમ ન બને તો ઘણા દ્વેષથી ખોટા મર્મના વચન બોલે છે, તથા પીઠનું માંસ ખાય, અર્થાત્ પછવાડે નિંદા કરે, તથા એવું એવું અયોગ્ય બોલે, કે સામેનો માણસ સાંભળીને, બળે, અને તે ક્રોધી થઇને બીજાનું બગાડે, તેથી આવા પાપના

કૃત્ય કરનાર વધારે શિક્ષા કરતાર છે, તેવી વધારે શિક્ષા કરનારને દંડ પ્રત્યયિક પાપ બંધાય છે, આ દશમુ ક્રિયાસ્થાન મિત્ર દ્રોહ સબધી કહ્યુ,

કેટલાક આચાર્યો આઠમુ ક્રિયાસ્થાન આત્મદોષ સબધી નવમુ પરદોષ સબધી અને દશમુ પ્રાણવૃત્તિકનું કહે છે

अहावरे एक्कारसमे किरियट्ठाणे माया वत्तिएत्ति आहिज्जइ जे इमे भवंति गूढायारा तमो कसिया उलुगपत्तलहुया पव्वयगुरूया ते आयरिया वि संता अणारियाओ भासाओ वि पउंजंति अन्नहा संतं अप्पाणं अन्नहा मन्नंति, अन्नं पुट्ठा अन्नं वागरंति अन्नं आइक्खियव्वं आइक्खंति॥

હવે ૧૧ મુ ક્રિયાસ્થાન કહે છે, જે કોઇ આના પુરુષો હોય છે,

પ્ર —કેવા ?

ઉ —મૂઢ આચાર જેનો છે તેવા, જેમકે ગળા કાપનારા, ગાંઠ કાપનારા તે પ્રથમ જુદા જુદા ઉપાયોથી વિશ્વાસ પાડીને પછી ચોરી કરે, ખુન કરે, જેમ ચડપ્રદ્યોતે અભયકુમારને

ઠગ્યો હતો, તે માયાવી હોવાથી ગુપ્ત રીતે અધર્મ કરે છે.

**તમોકસિયા** –અધારામા જેમનો પાપ વ્યાપાર હોય તે, જેમ બીજા ન જાણે તેવી રીતે ચોરી વિગેરે કરે છે,

**ઉલુગપત્ત લહુઆ પવ્વગુરૂયા** –ઘુવડના પીછા માફક હલકા નીચ હોય છતા તેઓ પોતાને અહંકારથી પર્વત જેવા મોટા [ઉચ] શ્રેષ્ટ માને છે, અથવા તેઓ અકાર્ય કરતા હોય તો તેમને પર્વત માફક બીજો કોઈ રોકી ન શકે, વળી તેઓ આર્ય દેશમા જન્મેલા છતા ઠગવા માટેજ અનાર્યની ગૃઢ ભાષા બોલે, અર્થાત બીજાઓને ભ્રમમાં પાડવા માટેજ પોતાની મતિ કલ્પનાથી બનાવેલી ભાષાને બીજા ન જાણે તેવી રીતે ઠગો માહોમાંહે બોલે, પોતે ઠગ છતા બીજાને સાહુકાર છે તેમ બતાવે, તથા બીજો કોઈ કંઈ પૂછે તો તે કપટથી જુદુ જ બતાવે, આબાના ઝાંડ પૂછીએ તો કેયારા [આકડા?] બતાવે, અથવા વાદના વખતમા કંઈકને બદલે કંઈક બતાવે જેમ ન્યાયના વખતે વ્યાકરણમા વાત એચી જાય, અને વ્યાકરણ વખતે ન્યાયમા એચે, જેમકે શરદમા વાજપેય [ ] વડે પૂજે, આવા વાક્યનો અર્થ કરવો હોય ત્યા શરદ ઋતુનુ વર્ણન કરે, તથા અન્ય વિષય કહેવો હોય ત્યા બીજો વિષય કહે, [નવા કાબળાને બદલે નવ કાબળોનો અર્થ કરે,]

से जहाणामए केइ पुरिसे अंतो सल्ले

तं सल्लं णोसयं णि हरति णो अन्नेण णिहरावेति, णो पडिविद्धंसेइ, एवमेव निण्हवेइ, अविउट्टमाणे अंतो अंतो रियइ, एवमेव माई मायं कट्टु णो आलोएइ, णो णिंदइ णो गरहइ णो विउट्टए, णो विसोहेइ णो अकरणाए अब्भुट्ठेइ णो अहारिहं तवोकम्मं पायच्छित्तं पडिवज्जइ, माई अस्सिं लोए पच्चायाइ माइ परंसि लोए (पुणो पुणो) पच्चायाइ, निंदइ गरहइ पसंसइ णिच्चरइ ण नियट्टइ णिसिरिंयं दंडं छाएति, माई असमाहडं सुहलेस्सेयावि भवइ, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ, एक्कारसमे किरियट्ठाणे मायावत्तिएत्ति आहिए ॥ सू २७ ॥

ઉપર બતાવેલા ઠગોને કપટ કરીને ઠગતા શુ ફળ થાય છે તે બતાવે છે, જેને લડાઇમા ઘા લાગતા અદર તીર કે કાટાની અણી રહી જાઇ હોય, તે અંતર શલ્યવાળો તે સાલ કાઢતા ખમવી પડતી વેદનાથી ડરીને પોતે ન કાઢે ન બીજા પાસે કઢાવે, તેમ વૈદ્યના ઉપદેશથી ઔષધ (દવા) લગાડીને નાશ ન કરે, કોઈ તેને પૂછે કે ન પૂછે, તો પણ તે વિના કારણ તે શલ્યને છુપાવે, તેથી તે સાલ અદર રહેવાથી પીડાતા ચાલે છે, અને ચાલતા તે પીડાથી પીડાતો છતા બીજુ કામ દુ ખથી કરે છે, હવે તેનો પરમાર્થ સાધુને આશ્રયી સમજાવે છે, જેવી રીતે શલ્યવાળો દુ ખ પામે છે, તેજ પ્રમાણે આ માયી સાધુ અનાચાર સેવીને કપટથી છુપાવવા જૂઠુ બોલે, પણ પોતે કરેલા અકાર્યને ખુલ્લી રીતે કહીને આલોચના ન લે, તેમ તે પાપથી પોતે દૂર પણ ન થાય, તેમ આત્માની સાક્ષીએ મનમા પણ તેને ન નિંદે "કે ધિક્કાર હો મને કે આવું પાપ હુ અશુભ કર્મના ઉદયથી સેવી રહ્યો છુ," તેમ બીજા યોગ્ય ગીતાર્થ આગળ જઈને પણ કહેતો નથી, તેમ ધીઠો થઇને પણ અનેક પ્રકારે આચરેલા કપટથી પાછો ફરતો નથી, શાસ્ત્રોક્ત વિધિએ તેનું જે પ્રાયશ્ચિત હોય તે લઈને ફરી તેવુ પાપ નહિ કરૂ એવો દૃઢ નિશ્ચય કરતો નથી, તેમ અભક્ષ્ય અપેય વસ્તુ પીને પણ યોગ્ય પુરૂષ આગળ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થતો નથી, તેમ ત્યાથી વિહાર કરતો નથી, તેમ ગુરૂ વિગેરે સમજાવીને-

કહે, તો પણ પ્રાયશ્ચિત્તનું તપ જે આવે, તે ચાંદ્રાયણ વિગેરે તપ કરતો નથી, તેથી આ માયાવી પાપ છુપાવનારો એક વાર પાપ પકડાતા જૂઠો ગણાય છે તેમ ફરીથી તેનો કોઇ વિશ્વાસ કરતુ નથી, તે બતાવે છે

मायाशील॰ पुरुष यद्यपि न करोति किंचिदपराध
सर्वस्याविश्वास्यो भवति तथा प्यात्मदोषोपहत' ॥१॥

કપટી પુરૂષ જો કે, અપરાધ ન કરે તે કાંઈ,
બધાને અવિશ્વાસી, થાય પૂર્વ દોષ હણાઇ

વળી આ કપટી ઘણું કપટ કરવાથી પરલોકમા બધા પીડાના અધમ સ્થાનો જે નરક તિર્યંચ વિગેરેના છે, ત્યા જન્મ લઇને વારંવાર કુવાના અરટની માફક દુખો ભોગવે છે

વળી પોતે કપટી હોનાથી ગુનેગાર છતા પણ જુદા જુદા પ્રપચોથી બીજાઓને ઠગીને બીજાને નિંદે છે, જેમકે "આ અજ્ઞાન પશુ જેવો છે, તેનાથી આપણું શુ પ્રયોજન (ભલુ) થવાનુ છે? આ પ્રમાણે પરને નિંદી પોતાની પ્રશસા કરે છે, જેમકે "મે આવા હોશીયારને પણ ઠગ્યો" એમ ઠગીને ખુશ થાય છે કહ્યુ છે કે

येनापत्रपने साधु रसाधु स्तेन तुष्यति

જેથી ઠગાય છે સાધુ તેથી કુસાધુ ખુશ છે,

આ પ્રમાણે કપટી સાધુ ફાવી જતા વધારે ધીઠાઇથી તેવા પાપ કરનારો થાય છે, તેમાજ ગૃદ્ધ થઇને કપટને

છોડતો નથી, વળી માયાથી લેપાઈને પ્રાણીને દુ ખકારી દડ કરીને પાછો જૂઠુ બોલીને ઢાકે છે, વળી પોતાનો દોષ બીજા ઉપર ઢોળે છે, વળી તે કપટી હમેશા ઠગવામા તત્પર જેણે શુભ લેશ્યા (સુવિચાર) સ્વીકાર્યા નથી, અર્થાત્ આર્ત્ત ધ્યાનમા હણાઈને હમેશા અશુભ વિચારો કર્યા કરે છે, પછી તે ધીરે ધીરે ધર્મધ્યાનરહિત અસમાધિવાળો અને અશુદ્ધ લેશ્યાવાળો (મનમા બળનારો અને બડબડતો) રહે છે, આવા મનુષ્યને માયાશલ્ય સ બધી પાપ બધાય છે, આ અગ્યારમુ માયાસ બધી પાપક્રિયાસ્થાન બતાવ્યુ,

આ ઉપર બતાવેલા અર્થદડથી લઈને માયા સુધીના અગ્યાર ક્રિયાસ્થાનો સામાન્ય રીતે વિચારતા મુખ્યત્વે અનયત (ગૃહસ્થી) જીવોને લાગુ પડે છે, હવે બારમુ ક્રિયા સ બધી જૈનેતર સાધુને આશ્રયી કહે છે

**अहावरे वारसमे किरियट्ठाणे लोभ वत्ति-एत्ति आहिज्जइ, जे इमे भवंति, तं जहा आरन्निया आवसहिया गामंतिया कण्हुई रहस्सिया णो वहु संजया णो वहु पडिवि-रया सव्व पाणभूत जीव सत्तेहिं ते अप्पणो**

सच्चा मोसाई एव विउंजंति,अहं ण हंतव्वो
अन्ने हंतव्वा अहं णअज्जावेयव्वो, अन्ने
अज्जा वेयव्वा अहं ण परिघेतव्वो अन्ने परि-
घेतव्वा अहं ण परितावेयव्वो अन्ने परिता-
वेयव्वा अहं ण उद्दवेयव्वो अन्ने उद्दवेयव्वा,
एवमेव ते इत्थिकामेहिं मुच्छिया गिद्धा
गढिया गरहिया अज्झोव वन्ना जाव वासाइं
चउ पंचमाइं छद्दसमाइ अप्पयरो वा भुज्ज-
यरो वा भुंजित्तु भोगभोगाइं कालमासे
कालं किच्चा अन्नयरेसु आसुरिएसु किब्बि-
सिएसु ठाणेसु उववत्तारो भवंति,

અગ્યારમું કહીને હવે બારમુ ક્રિયાસ્થાન લોભ સંબંધ
કહે છે, તે આ પ્રમાણે અજૈન સાધુઓને બતાવે છે, (૧
અરણ્ય (વન)મા વસે આરણ્યક (વનવાસી) છે, તેઓ

**आउत्तं भास माणस्स आउत्तं वत्थं पडिग्गहं कंबलं पाय पुंछणं गिह माणस्स वा णि क्खिव माणस्स वा जाव चक्खु पम्ह णि वाय मवि अत्थि विमाया सुहुमा किरिया ईरिया वहिया नाम कज्जइ,**

હવે તેરમું ક્રિયાસ્થાન ઈર્યાપથિક નામનું કહે છે ઈરણુ-ઈર્યા (ગમન) તેનો અથવા તેના વડે પંથ તે ઈર્યા પથ છે તેમાં જે થાય તે ઈર્યા પથિક આ શબ્દ વ્યુત્પત્તિ કરી તેનો પરમાર્થ સમજાવે છે, બધી જગ્યાએ ઉપયોગ રાખીને રાગદ્વેષ કર્યા વિના વિચારપૂર્વક મન વચન અને કાયા વડે જે ક્રિયા (કાર્ય) થાય અને તેનાથી જે કર્મ બંધાય તે ઈર્યા પથિક (જેમાં જરાપણ કોઈનું બુરૂં ન થાય તે) આવી ક્રિયા કયા માણસને હોય, તથા તેનું કર્મ ફળ કેવું હોય તે બતાવે છે, ઇહખલુ-આ જગતમાં પ્રવચનમાં કે સંયમમાં જે સાધુ હોય, (ખલુ નિશ્ચેના અર્થમાં કે વાક્યની શોભા માટે છે) તે જો આત્માના અંદરના ગુણો શોધીને તેના હિત માટે સંવૃત્ત બને, મન વચન કાયાને વશ કરીને રહે, જો મન વચન કાયાને વશ ન કરે, તો તેને આત્માનું હિત ન હોય કારણ કે વિદ્યમાન આત્માનું

કાર્ય પણ તે મન વિગેરે વશ કર્યા વિના ન થાય, માટે આત્માને સયમમા ઉપયોગ રાખનારા અણુગાર ( સાધુ ) તે ઈર્યા ભાષા એષણા ચાલવું બોલવુ ખાવું તે બધુ વિચારીને કરે, તેમ લેવું મુકવુ તથા ઝાડા પીશાબ મેલ પર ઠવો તે બીજાને પીડા રૂપ ન થાય તેમ કરે તે પાચ અમિતિથી સમિત હોય, અને મન વચન કાયાથી અમિત તથા ગુપ્ત હોય, કારણ પડેજ વિચારીને બોલે, નહિતો સર્વથા મૌન રાખે, વળી ગુપ્તિનુ બહુ માન કરવા કહે છે કે ઇંદ્રિઓ ગોપવી રાખે ( કુમાર્ગે ન જવા દે ) વળી નવ બ્રહ્મચર્યની વાડો પાળે, તેજ પ્રમાણે ઉપયોગથી ચાલે, ઉપયોગથી ઉભો રહે, ઉપયોગથી બેસે, ઉપયોગથી સુએ, ઉપયોગથી ખાય, બોલે, વસ્ત્ર પાત્ર કાબળ, પાદપુછન ઉપયોગથી લે તેમ મુકે એટલે દરેક ક્રિયા સભાળથી બધા જીવોનુ હિત વિચારીને કરે, કોઇને પીડે નહિ, તે ઠેઠ આખની પાપણ ફરકે તે પણ સભાળીને કરે, આવી રીતે ઉત્તમ સયમ પાળે, તેને પણ આવી ક્રિયા હોય, ઉપયોગ વત સાધુથી લઇને સયોગી કેવળી તેને પણ ઉપર બતાવેલી જુદી જુદી ઈર્યાપથિકી ક્રિયા આખની પાપણ ફરકે ત્યા સુધીની હોય છે, તે બતાવે છે, સયોગી કેવલી એક ક્ષણ પણ નિશ્ચળ રહેવા શક્તિમાન નથી, જેમકે અગ્નિએ તપાવેલુ પાણી જેમ હાલે, તેમ કાર્મણ શરીર સાથે રહેલ જીવ સદા હાલતો જ હોય છે, તે સૂત્ર બતાવે છે,

"કેવલીણ ભતે અસ્મિ સમયસિ જેસુ આગાસ પએસેસુ વિગેરે

જે સમયમા કેવલી પ્રભુએ જ સ્થળેથી પગ ઉપાડયો છે, તેજ આકાશ પ્રદેશમા ફરી મુકવા સમર્થ છે ? ત્યા ઉત્તર આપ્યો છે કે તે ન બની શકે, કાયાના સૂક્ષ્મ સ સારમા પણ અસખ્યાતા આકાશ પ્રદેશ બદલાઈ જાય, માટે નક્કી થયુ કે કેવળીને પણ સૂક્ષ્મ સચાર કાયાનો કાયમજ હોય છે, અહીં કારણમા કાર્યનો ઉપચાર કરીએ, એટલે તે ક્રિયાથી જે કમ બધાય તે કર્મની જે અવસ્થા તે ક્રિયા અહીં ઇર્યાપથિકી જાણવી, તે બતાવે છે,

सा पढम समये वद्धा पुट्ठा बितीय समए वेडया तडए समए णिज्जिण्णा सा बद्धा पुट्ठा उदीरिया वेडया णिज्जिण्णा सेयकाले अकम्मे यावि भवति एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जड, तेरसमे किरियट्ठाणे ईरिया वहिएत्ति आहिज्जड

, ✶ જ કોઈસાધુ કે ગુણશ્રેણીમા ચડેલા ગૃહસ્થને અગ્યારમુ ગુણસ્થાન ન ફરસતા સીધો ક્ષપક શ્રેણીથી બારમે ગુણસ્થાને

જાય તેને કષાય ( ક્રોધાદિ )નો ક્ષય થવાથી તે અકષાયી છે, તેમને ઉપર બતાવેલી સૂક્ષ્મ ક્રિયા છે, તેનાથી જે કર્મ બધાય, તે પહેલે સમયે બાધે ફ્સ્સે, તે બદ્ધ સ્પૃષ્ટા કહે છે, તે બીજે સમયે વેદે અનુભવે ત્રીજે સમયે ઝરી (છુટી) જાય; તેનો ખુલાસો કરે છે, કે કર્મ યોગ (મન વચન કાયા )થી બધાય છે, પણ તેની સ્થિતિ ( કાળ ) કષાયને આશ્રયી છે, તે કષાયો ન હોવાથી સાપરાયિક ( ક્રોધાદિને આશ્રયી ) લાબી સ્થિતિ નથી, માટે યોગને લીધે આવતાજ ઝરી જાય, બીજા સમયે અનુભવાય તે પ્રકૃતિમા શાતા (સુખ) વેદનીય છે બે સમયની સ્થિતિ છે, અનુભાવ (રસ)મા શુભ બધન છે, તે સૌથી સર્વોત્તમ અનુત્તરોપપાતિક દેવ કરતા પણ વધી જાય છે પ્રદેશથી ઘણા પ્રદેશવાળી અસ્થિર બધ વાળી છે, અને બહુ વ્યય ( પૂર્વના કર્મ ઓછાવવા ) વાળી છે, તે તેરમી ક્રિયા પહેલે સમયે બદ્ધ સ્પષ્ટ બીજે સમયે ઉદિતા વેદિતા નિર્જીર્ણા છે તે ત્રીજા સમયમા તે કર્મ ક્ષય થવાથી અકર્મતા પણ કહેવાય છે, આ વીતરાગ સાધુને ઇર્યાપથિક કર્મ બધાય છે, આ તેરમુ ક્રિયાસ્થાન કહ્યુ, આ વીતરાગ સિવાયના બીજા પ્રાણીઓને સાપરાયિક ( લાબી સ્થિતિવાળો ) બધ હોય છે, જ્યા પ્રમાદ છે, ત્યા કષાય છે, અને જ્યા કષાય ત્યા યોગો પણ હોય છે, આથી એમ જાણવુ કે કષાયિને યોગ નિયમા હોય, પણ યોગવાળાને કષાય હોય અને ન પણ હોય, પણ પ્રમાદ અને કષાય બે

ભેગા થાય, તેનાથી જે બંધ પડે, તે તેના પ્રમાણમાં ઘણા ભેદોવાળી ક્રિયા છે, પણ જેમને પ્રમાદ કે કષાય નથી, તેને ફક્ત બે સમયનો ઈર્યાપથિક ક્રિયાનો કર્મ બંધ છે જેમ મહાવીર પ્રભુએ આ ક્રિયાસ્થાનો બતાવ્યા તેમ બીજા તીર્થંકરોએ પણ તે તેરજ બતાવ્યા છે, તે કહે છે

से वेमि जेय अतीता जेय पडुपन्ना जेय आगमिस्सा अरिहंता भगवंता सव्वे ते एयाइं चेव तेरस किरियाट्ठाणाइं भासिंसु वा भासेंति वा भासिस्संति वा पन्नविंसु पन्नविंति वा पन्नविस्संति वा, एवं चेव तेरसमं, किरियट्ठाणं सेविंसु वा सेवंति वा सेविस्संति वा ॥ सू. २९ ॥

તે હું કહું છું, જે વાતને પૂર્વના રૂષભદેવ વિગેરે એ કહી છે તેમ વર્ત્તમાનમાં સીમંધર સ્વામીજી કહી રહ્યા છે, વળી ભવિષ્યમાં પદ્મનાભ વિગેરે તીર્થંકર થવાના છે તેમણે પણ ઉપર બતાવેલા તેર ક્રિયાસ્થાનો કહ્યા છે કહે છે અને કહેશે, તથા તેના ફળો પણ ભોગવવાના બતાવ્યા છે, બતાવે

છે અને બતાવશે, વળી જ્યાં સુધી તે તીર્થંકરો સંયોગી અવસ્થામાં છે તેઓ બધાએ તેરમી ઇર્યાપથિકી ક્રિયાનું સ્થાન સેવ્યું છે સેવે છે, અને સેવશે, જેમકે જંબુદ્વીપમાં બે સૂર્યો સાથે પ્રકાશ કરે છે એમ બધાજ તીર્થંકરોને આવરણ ( કર્મ રૂપી મેલ ) દૂર થવાથી કેવળ જ્ઞાનીઓ ત્રણે કાળના છે, તેઓ સરખા ઉપદેશવાળા હોય છે, હવે તેર ક્રિયાસ્થાનોમાં જે વ્યાખ્યાન કર્યું નથી તે બતાવે છે,

अट्टत्तरं च णं पुरिस विजयं विभंगमाइ-क्खिस्सामि. इह खलु णाणा पण्णाणं णाणा छंदाणं णाणा सीलाण णाणा दिट्ठीणं णाणा रूईणं णाणा रंभाण णाणाज्झव साण जुत्ताणं णाणा विह सुयज्झयणं एवं भवइ. तं जहा ॥

આચારાંગ સૂત્રના પ્રથમ સ્કંધમાં જે ( કહ્યું, તે બાકીનું તેની ચૂલિકામાં કહ્યું તેમ અહીં બાકીનું તેર ક્રિયાસ્થાનથી જુદું કહે છે, તેમજ વૈદ્યક શાસ્ત્રમાં મૂળ સંહિતાના શ્લોકોના સ્થાનમાં નિદાન ( ખરૂં કારણ ) તથા શરીરની ચિકિત્સાના કલ્પમાં જે ન કહ્યું તે જુદું કર્યું, એમ બીજે પણ છંદ (અભિપ્રાય) ચિત્તિ (જ્ઞાન) વિગેરેમાં પણ પાછળના ભાગમાં

બતાવેલું જાણવું તેમ અહીં પણ રહી ગયેલું જુદું ઉત્તરાર્થ (પછીના સૂત્ર)માં બતાવે છે. (ચ-બધા વિષયનો સંભવ બતાવે છે, ણુ-વાક્યની શોભા માટે છે) જે જ્ઞાન વડે પુરૂષો શોધાય તે પુરૂષ વિચય કે પુરૂષ વિનય છે તે પુરૂષના અલ્પ જ્ઞાનથી મંદ બુદ્ધિવાળા જીવો ઉપર તે વિજય મેળવે છે (ઠગે છે) તે વિભંગ જ્ઞાન જે અવધિ જ્ઞાનનો મલિન અંશ છે, તેમ આપણા લોકોને ધુતવાનો જ્ઞાનનો દુરૂપયોગ છે, તેને પુરૂષ વિચય વિભંગ (ધુતવાનો ધંધો) કહે છે તે બતાવીશું, (તેમનાથી ન ઠગાવું તે ઉપદેશ છે) તે કેવી રીતે કોને ઠગે છે, તે બાબતોને થોડામાં સમજાવશે,

આ જગતમાં મનુષ્ય ક્ષેત્રમાં અથવા સિદ્ધાન્તમાં જ્ઞાનના ક્ષય ઉપશમથી વિચિત્રતાવાળી પ્રજ્ઞા (બુદ્ધિ) હોય છે, તે નાના (અનેક પ્રકારની) પ્રજ્ઞા છે, તેથી અલ્પ (થોડી) અલ્પતર (વધારે થોડી) અલ્પતમ (સૌથી થોડી) બુદ્ધિવાળાના ભેદ પાડીએ તો છ ભેદ પડે છે, (ત્રણ ઉપર બતાવ્યા અને ત્રણ આ પ્રમાણે વિશેષ વિશેષતર વિશેષતમ એટલે ઘણી તેથી વધારે સૌથી વધારે બુદ્ધિવાળા જાણવા)

છંદ-(અભિપ્રાય-રૂચિ-આકાંક્ષા) જુદા જુદા હોવાથી તેવાઓનું ચિત્ત તેવી રીતે શુંચવાયેલું હોય છે તે નાના છંદવાળા છે તેમ શીલ (આચાર-વર્ત્તન) પણ જુદા જુદા હોય છે, તથા દૃષ્ટિ અંતઃકરણની પ્રવૃત્તિ-ધર્મ સંબંધી મંતવ્ય છે તે બધા ત્રણસો ને સાઠ ભેદમાં બતાવેલ છે,

તેમ નાના રૂચિ જુદી જુદી મનની ઇચ્છાઓવાળા છે, જેમકે કોઇને આહાર (ખાવુ) વિહાર ( ફરવુ ) શયન ( પથારી ) આસન (બેસવાનુ) આચ્છાદન (ઓઢવા પહેરવાનુ) આભરણુ (દાગીના) યાન વાહન (મુસાફરીના સાધન) ગીત (ગાયન) વાજીત્ર (વગાડવાના ઓજારો) વિગેરેમા બધાની રૂચિ કે પ્રકૃતિની અનુકુળતા જુદી જુદી હોય છે તેમ નાના રભ ( ઉદર નિર્વાહ માટેના ધધા ) ખેતી ઢોર પાળવા દુકાન શિલ્પકળા મજુરી વિગેરેમા જુદા જુદા આરભો છે, તેને કરનારા છે તથા તેને આશ્રયી જુદા જુદા અધ્યવસાય (અભિપ્રાય)વાળા છે તેમા કોઇને શુભ કોઇને અશુભ વિચારો હોય છે પણ તે બધાને ફક્ત આ લોકમાજ સુખ મેળવવાની ઇચ્છા છે, પણ પરલોકમા મારૂ શુ થશે તેની ચિંતા નથી, પણ આ લોકમા ઇદ્રિયોની મોહદશામા પડેલાઓને (દ્રવ્ય પેદા કરવા કે સ્ત્રીઓને ફસાવવા માટે) આ બતાવેલા જુદા જુદા પ્રકારના પાપ સુતના અ યયન (પઠન પાઠન) છે,

**भोमें उप्पाय सुविण अंत लिक्खं अंग सरं लक्खणं वंजणं १ इत्थिलक्खणं २ पुरिस लक्खणं ३ हय लक्खणं ४ गय लक्खणं५ गोण*लक्खणं६ मिंढ लक्खणं ७ कुक्कड लक्खणं ८ तित्तिर लक्खणं ९**

* પ૦મ મુનિજીની પ્રતમા गोलक्खण પાઠ છે

वट्टग लक्खणं १० लावय लक्खणं ११ चक्क लक्खणं १२ छत्त लक्खणं १३ चम्म लक्खणं १४ दंड लक्खणं १५ असि लक्खणं १६ मणि लक्खणं १७ कागिणि लक्खणं सुभगाकारं दुब्भगाकारं गब्भाकारं मोहणकारं आहव्वणिं पागसासणि दव्वहोमं खत्तिय विज्जं चंदचरियं सूरचरियं सुक्कचरियं वहस्सइ चरिय उक्कापायं दिसादाहं मिय चक्कं वायस परिमंडलं पंसुवुट्टिं केसवुट्टिं मंसवुट्टिं रुहिरवुट्टिं वेतालिं अद्ध वेतालिं ओमोवणि तालुग्घाडणि सोवागि सोवरि दामिलिं कालिंगि गोरिगाधारिं ओवताणि उप्पयणिं जंभणिं थंभणिं लेसणि आमय करणिं विसल्ल करणिं पक्क-

१ अवहरणी

**मणिं अंतद्धाणिं आयमिणिं एवमाइ आओ विज्जाओ अन्नस्स हेउं पउंजंति पाणस्स हेउ पउंजंति वत्थस्स हेउं पउंजति लेणस्स हेउं पउंजंति सयणस्स हेउं पउंजंति, अन्नेसिं वा विरूवरूवाणं कामभोगाण हेउं पउंजंति, तिरिच्छं ते विज्जं मेवंति**

પાપ સેવનને માટે વપરાતી વિદ્યાઓમા પ્રથમ ભૂ-પૃથ્વીમા ફાટ પડે કે તે ધ્રુજે વિગેરે (થી આમ થશે એમ કહીને પૈસા ભેગા કરી અનાચાર સેવે, એમ બધે સમજવુ) ઉત્પાત-કપિ (વાદરા) હસે વિગેરે સ્વપ્ન-હાથી, બળદ, સિંહ વિગેરે રાતના સ્વપ્નમા દેખાય, અતરિક્ષ અમોઘ * ( ) વિગેરે, તથા અગ-તે આખ ભુજ જમણું ડાબુ અગ ફરકે તે સ્વર-કાગડો ગભીર (ઘુવડ ?) સ્વર અર્થાત્ પક્ષીનુ બોલવુ, તથા લક્ષણ-જવ, માછલુ, પદ્મ, શખ ચક્ર, શ્રીવત્સ વિગેરે છે, વ્યજન-શરીર ઉપર તલ, મસા વિગેરે છે તે લક્ષણના વિભાગ બતાવે છે ૧ સ્રીના રાતા હાથ પગ છે વિગેરે તેમ, ૨ પુરૂષ, ૩ ઘોડો, ૪ હાથી,

* પદ્મ મુનિજીની ટબાની પ્રતમા ઉલ્કા તથા મેઘવૃષ્ટિ વિગેરેનો અર્થ છે

તાળું કે કળ ઉઘાડનારી વિદ્યા, શ્વપાકી ચંડાળ જાતિની દેવી થયેલ હોય તેને વશ કરી તેની મારફતે પોતાનું કાર્ય કરાવે, તે પ્રમાણે શાબરી-ભીલ જાતીની દેવી થઈ હોય તેને વશ કરે,

તે પ્રમાણે દ્રાવિડી-દ્રવિડદેશની, કાલિંગી કલિંગદેશની ભાષામાં ગુંથાયેલી વિદ્યા તેમજ ગૌરી, ગાંધારી એ વિદ્યાઓ છે, તેમ અવપતની-નીચે પડવાની પાડવાની કે ઉતારવાની વિદ્યા **जृभणी** ઉંચે ઉડવાની કે ઉડાડવાની વિદ્યા, સ્તંભની-થંભા માફક સ્થિર કરનારી વિદ્યા, શ્લેષણી આમય કરણી-આ બે વિદ્યાથી શત્રુને પીડા કરે, વિશલ્ય કરણી-કોઇએ શલ્ય કે રોગ મુકયો હોય તે દૂર કરે, પ્રક્રામણી અંતર્ધાન કરણી દેખાતી વસ્તુને અદૃશ્ય કરે તે વિદ્યા આયમણી-આ પ્રમાણે પ્રજ્ઞપ્તિ વિગેરે સોળે વિદ્યા દેવીને સાધીને ઉપયોગમાં લે, આ વિદ્યાઓ પાખંડીઓ જેઓ મોક્ષના સુખને જાણતા નથી તેઓ કે ગૃહસ્થો કે વિદ્યાથી પેટ ભરનારા વેષધારીને સાધુ માફક ગોચરી કરે, તેઓ આ વિદ્યા કે મંત્રના ખોટા ઢોંગવડે અન્ન પાણી વસ્ત્ર મકાન કે શય્યા સુખદાયી લેવા માટે ચારિત્રનો દુરૂપયોગ કરે અથવા જુદી જુદી જાતના વિષયસુખ ભોગવવા માટે તેને ઉપયોગમાં લે, ખોટા ઢોંગથી તો દુર્ગતિ થાય છે પણ ખરી વિદ્યા કે મંત્રનો ઉપયોગ કરવો તે પણ અનિષ્ટ (ચારિત્રનો નાશ) કરનાર, છે તે બતાવે છે, **तिरश्ची** (ગાય, બકરી

વિગેરે?) સાથે અયોગ્ય મ્યાને વિદ્યા સાધવા માટે સારા અનુષ્ઠાન (સયમ)નો નાશ કરનાર કૃત્યોને તે આચારથી ભ્રષ્ટ થયેલા વેષ વિડબકો કે અન્ય મોહાધ પુરૂષો કરે છે, જો કે તે આર્યદેશમા જન્મેલા તેથી આર્ય છે, છતા આવા લોકનિંદનીય કાર્ય કરવાથી અનાર્ય જ જાણવા

ते अणारिया विप्पडिवन्ना कालमासे कालंकिच्चा अन्नयराइं आसुरियाइं किव्विसियाइं ठाणाइं उववत्तारो भवंति, ततोऽवि विप्पमुच्चमाणा भुज्जो एल मूयत्ताए तमंधयाए पच्चायंति ॥सू ३०॥

આ પ્રમાણે તેઓ (આ જન્મ હારીને લોકમા નિંદાઇને) આયુનો ક્ષય થતા કાળ કરીને જો કદાચ દેવલોકમા (પૂર્વમા કરેલી થોડી પણ શુભ કરણીથી) ઉત્પન્ન થાય છે, તોપણ તેઓ ત્યા આસુરીય (અધમ-જાતિ) કિલ્વિષિક વિગેરે (ભગી જેવી) જાતિના ઉત્પન્ન થાય છે, ત્યાથી તેઓ કદાચ મનુષ્ય થાય તો પણ પૂર્વે કરેલા અશુભ, કૃત્યો (ચારિત્ર તથા વિદ્યાનો દુરૂપયોગ કરવા)થી બાકીના કર્મ ભોગવવા માટે પ્રથમ બતાવેલા એડમુક બોબડા થાય છે, અથવા બુદ્ધિહીન કે આધળા થાય છે, અને અહીંથી પણ તેઓ જ્યા

પ્રકારની યાતના (પીડાઓ) છે તેવી નરક તિર્યંચ વિગેરે ગતિમા ભ્રમણ કરે છે,

(માટે વિદ્યામંત્રનો દુરૂપયોગ કરી ચારિત્રથી ભ્રષ્ટ ન થવું)

હવે ગૃહસ્થોને ઉદ્દેશીને અધર્મપક્ષ (પાપકૃત્ય) કેમ કરે છે તે બતાવે છે,

से एगइओ आयहेउं वा णायहेउं वा सयणहेउं वा अगारहेउ वा परिवारहेउं वा नायग वा सहवासियं वा णिस्साए अदुवा अणुगामिए १ अदुवा उवचरए २ अदुवा पडिपहिए ३ अदुवा संधिछेदए ४ अदुवा गठिछेदए ५ अदुवा उरब्भिए ६ अदुवा सोवरिए ७ अदुवा वागुरिए ८ अदुवा साउणिए ९ अदुवा मच्छिए १० अदुवा गोघायए ११ अदुवा गोवालए १२ अदुवा सोवणिए १३ अदुवा सोवणि यंतिए १४॥ एगइओ आणुगामिय भाव पडिसंघाय तमेव अणुगामिया णुगामियं हंता

## छेत्ता भेत्ता लुंपइत्ता विलुंपइत्ता उद्दवइत्ता आहारं आहारेति, इतिसे महया पावेहिं कम्मेहिं अत्ताणं उवक्खाइत्ता भवइ ॥

ગૃહસ્થોમા જેઓ માસ ભક્ષ કરે કે જીવ હિંસક છે, તેમાનો કોઇ એક કદાચ નિર્દય હોય તે આ લોકમા સુખની અપેક્ષા રાખીને પરલોકના દુ ખને વીસરીને મોહનીય કર્મને લીધે ભોગની લિપ્સાથી નસાર્ગી જીવોને અનુસરી કોઇ પોતાના ઉદર માટે હવે કહેશે તે ૧૪ ચૌદ સ્થાનો જે અકૃત્યના છે, તે પાપોને કરે છે, પ્રથમ કોઇ પોતાને માટે કરે, તે અનાવ્યુ, કોઇ જ્ઞાતિ–સગાવહાલા માટે કોઈ ઘર માટે કે ઘરમા રહેલા કુટુબ કે પરિવાર દાસદાસી માટે વળી કોઇ જ્ઞાન તે જાણીતા મિત્ર માટે કરે કોઇ સહવાગી પાડોશી માટે, પાપ કરે, એ પ્રમાણે બધે ઠેકાણે પાપી માટે સમજવું અથવા કોઇ જનાર પાછળ જાય, તે અનુગા મુક–કોઈને હિંસા કરતો દેખીને પ્રથમ પોતે ન કરતો હોય અને પછી હિંસા કરવાનું શરૂ કરે તે અમુકસ્થાને અમુકકાળે અમુકરીતે જીવહિંસા શિકાર વિગેરે કરતો હોય તે વારી જોઇને તે પછી તેવુ પોતે કરે તે અનુગામુક (દેખાદેખી) છે?

બીજો કોઈ તેનું બગાડનાર હોય, તે બગાડનારનું બગા ડવા માટે લાગ જોઇને તેનો બદલો લે, તે ઉપચરક છે,

( એક સાધુએ બીજા સાધુ ઉપર વેર લેવા આગળી કરડી, પેલાએ બીજી વખત બરાબર લાગ જોઈ પછવાડેથી જઇને દડો મારી લોહી લુહાણ કરી નાખ્યો, આવુ કૃત્ય કરનાર સાધુ હોય તો પણ તે ગૃહસ્થ જેવો જાણવો, ) ૨

અથવા પ્રાતિપથિક-માર્ગમા જતો સામો આવીને શત્રુ ઉપર બદલો લે, (૩) અથવા તે પોતાના માટે જે સગાવહાલા માટે સધિ દેદક ( સલાહ સપ )ને તોડે ૪ ગ્રથિ છેદ-ચોરીઓ કરે, ગાઠ છોડીને લઈ લે, ૫ અથવા ઉરભ્ર-ઘેટા બકરા વિગેરે ચરાવવાનો ધધો કરે, તેમા કેટલાક તેની હિંસા પણ કરે, કેટલાક હિંસા ન કરે, પણ હિંસક અમલદાર કે બદમાસો તેની પાસે પડાવીને લે, તેને મારીને તેની હિંસા કરે, કોઈ બલિદાનમા મારે ) ૬ અથવા સૌકરિક ભુડ વિગેરે મારનારો કસાઈ થાય છે ૭ અથવા શકુનિ પક્ષીઓ પાળનારો શકુનિક થાય છે, અથવા વાગુરા-હરણ વિગેરેને દોરી વડે પકડે તે વાગુરિ (વાઘરી) અથવા માછલા વડે આજીવિકા ચલાવે તે માછી માર અથવા ગોવાળીયો બને છે, અથવા ગાયો વિગેરેનો ઘાતક થાય છે અથવા કુતરા પાળે તે શૌવનિક (શ્વાન પાળનારો) છે અથવા કુતરા પાળીને તેના વડે શિકાર કરાવી મૃગ વિગેરેનો અત કરે, ઉપર બતાવેલા ચૌદ પાપના કારણોને ધ્યાનમા રાખી હવે ફરીથી ખુલાસાથી કહે છે,

પ્રથમનો કોઈપણ એક માણસ પોતાના કે ઘરના પરીવાર માટે બીજે કોઇ બીજા ગામે જતો હોય ત્યા જવાનું પ્રયોજન જાણીને તેના પછવાડે જવા માટે તેની સાથે મિત્ર ભાવ (દોસ્તી) કરીને લાગ પડે તો તેને પણ ઠગવાનો લાગ જોતો તે પછવાડે જાય છે તેનો અભ્યુત્થાન (ઉભો થઈ) નીચુ માથુ કરીને નમસ્કાર કરી ઇચ્છિત વસ્તુ આપીને યોગ્ય અવસર મેળવીને તેને લાકડી વિગેરેથી હણનારો તથા તલવાર વિગેરેથી હાથ પગ છેદનારો તેજ પ્રમાણે જોરથી મુક્કા વિગેરે મારીને ભેદનારો તથા માથાની ચોટલી ખેંચી કદર્થના કરી તથા ચાબખા વિગેરે મારીને વિલુંપન કરનારો તથા છવથી મારીને ભોગ ભોગવે છે તેનો પરમાર્થ આ છે કે ગઠા કાપનાર કોઈ ધનવાનને બીજે ગામ જતો જોઇને તેનો યોગ્ય વિનય કરીને વિશ્વાસ ઉત્પન્ન કરીને ભોગનો અર્થી મોહમા અધો થએલો આ લોકના સુખનેજ માનનારો પૈસાવાળો બનીને આહાર વિગેરેની ભોગ સામગ્રી ભોગવે છે, આવા મોટા પાપના ક્રૂર કૃત્યો કરીને દુષ્ટભાવથી દીર્ઘ કાળના દુખ ભોગવવાના ચીકણા કર્મને બાધે છે તેના અઘોર પાપથી લોકમા તેને મહા પાપી તરીકે પ્રખ્યાત કરે છે અથવા આઠ પ્રકારના કર્મો બાધે છે, પછી બાદ નરકલોકમા તેના ફળ ભોગવવા જુદા જુદા શરીરો ધારણ કરીને નરક તિર્યંચ મનુષ્ય કે દેવપણામા પ્રખ્યાત કરે છે (શુભ ભાવનાથી કોઇક હિંસક મરના

પશ્ચાત્તાપ કરી દેવતા કે મનુષ્ય પણ થાય છે) આ પ્રમાણે પ્રથમનો એક પાપી કહ્યો, હવે બીજો-ઉપચરક પછવાડે ન જતા સાથે રહી વિશ્વાસઘાત કરે છે તે કહે છે,

से एगइओ उवचरय भावं-पडिसंधाय, तमेव उवचरियं हंता छेत्ता भेत्ता लुंपइत्ता विलुंपइत्ता उद्दवइत्ता आहारं आहारेति, इति से महया पावेहिं कम्मेहिं अत्ताणं उवक्खाइत्ता भवइ,

'બીજો કોઈ ધનવાનનું ધન લુંટવા ધનવાનના ધનને ધ્યાનમા રાખી તેનો સેવક બનીને તેનો ખુબ વિનય કરી ખુશ કરી વિશ્વાસમાં પાડી તેના ધનનો અર્થી બનીને તેનો હંતા છેત્તા ભેત્તા અને છેવટે તેને હણનારો પણ થાય છે, આથી તે પોતાને મોટા પાપી તરીકે જગતમા જાહેર કરે છે

से एगइओ पाडिपहियं भावं पडिसंधाय तमेव पाडिपहे ठिच्चा हंता छेत्ता भेत्ता, लुंपइत्ता विलुंपइत्ता उद्दवइत्ता आहारं

आहारेति इति से महया पावेहिं कम्मेहिं अत्ताणं उवक्खाइत्ता भवइ,

ત્રીજો કોઈ પ્રતિપથ તે માર્ગમાં નામે આવીને પૈસાવાળાને વિશ્વાસ પમાડી કાંગીયા માફક હણનારો છેદનારો છેદટ ઉપથી મારનારો થાય છે, અને મહાપાપી નરકે પોતાને ઓળખાવે છે,

से एगइओ संधिछेदग भावं पडिसंधाय तमेव संधि छेत्ता भेत्ता जाव इति से महया पावेहिं कम्मेहिं अत्ताणं उवक्खा-इत्ता भवइ,

ચોથો કોઈ ત્રિરૂપ (અઘટિત) કર્મ વડે જીવિતનો અર્વી સંધિ છેદકભાવ (ખાતર પાડવું) તેને નીકાળી આના ઉપાયોથી હું કાતરીશ (ચોરી કરીશ) આવી પ્રતિજ્ઞા કરીને તે ધંધો કરે છે, આ સંધિછેદક ખાતર પાડનારો પ્રાણીઓને હણી છેદી ભેદીને પ્રાણ લે છે, અને તેથી પોતાની આજીવિકા કરે છે આથી એમ પણ સમજવું કે બીજા પણ કામભોગોને ચાતિ બો અગોચરલાને પણ પાળે,

से एगइओ गढि छेदग भावं पडिसंधाय

तमेव गंठिं छेत्ता भेत्ता जाव इति से महया पावेहिं कम्मेहिं अत्ताणं उवक्खाइत्ता भवइ,

કોઈ અકાર્ય કરનારો ઘુઘુંગ (ઘુમનાના ઘુઘરા)ની ગાંઠ છોડીને છેવટે જીવહિંસા કરીને પોતે તથા સગાનું પાલન કરે, અનાચાર કરે,

से एगइओ उरब्भिय भावं पडिसंधाय उरब्भं वा अणणतरं वा तसं पाणं हंता जाव उवक्खाइत्ता भवइ एसो अभिलावो सव्वत्थ, (नायव्वो)

કોઇ અધર્મ પ્રવૃત્તિવાળો ઘેટાને પાળનારો ભરવાડ થઇને તેના ઉનથી કે માંસથી આજીવિકા કરે; આ પ્રમાણે તે ઘેટા કે ગભારી માફક બકરા વિગેરે ત્રસ જીવોને પાળે, કોઇ તેના દુધવડે આજીવિકા કરે, કોઇ હિંસા કરે, કે હિંસકને વેચે, એમ તે હણનારો છેદનારો ભેદનારો થાય વિગેરે સમજવું,

से एगइओ सोयरिय भावं पडिसंधाय महिसं वा अणणतरं वा तसं पाणं जाव

उवक्खाइत्ता भवइ, से एगइओ वागुरियं भावं पडिसंधाय मियं वा अण्णतरं तसं पाण हंता जाव उवक्खाइत्ता भवइ

કોઈ સૌકરિક (ખાટકી)નો ધંધો લઈને જીવહિંસાથી પેટ ભરે, ટીકાકારે તેનો અર્થ સ્વબુદ્ધિએ ઠરનો કહ્યો તેથી સમજવું કે સુવર ભુંડ તેનો હિંસક સૌકરિક છે તે ફિટ ખાટકી હોય તે ગાય ન, મારે, તે સૌકરિકમાં સ્વપચ-કુતરાને પકાવનારા તથા ચાંડાલ પણ ગણ્યા છે કોઈ વાઘરીનો ધંધો લઈ જંગલમાં ચરનારાં હરણ સસલાં વિગેરેને પકડી મારે, અને તેનાવડે તેનું કે પરિવાર વિગેરેનું પેટ ભરે, (હાલમાં મોટે ભાગે વાઘરીઓ ગુજરાતમાં દયાળુ લોકોની સોબતમાં રહેવાથી ખેતી વિગેરેથી પેટ ભરે છે, વાગુરા, જાળ તેનાવડે જીવે તે વાગુરિક તે વાઘરી તરીકે હાલ ઓળખાય છે.)

से एगइओ सउणिय भावं पडिसंधाय सउणिं वा अण्णतरं वा तसं पाणंहंता जाव उवक्खाइत्ता भवइ॥ से एगइओ मच्छिय भाव पडिसंधाय मच्छं वा अण्णतरं वा

तसं पाणं हंता जाव उवक्खाइत्ता भवइ,

કોઈ શાકુનિક છે તે શકુન-લાવક-ચકલી વિગેરે પક્ષીઓથી, પેટ ભરે, કોઈ અધમાધમ માછલાંવડે આજીવિકા કરે, અથવા બીજા જળચર જીવોવડે પેટ ભરે.—(પક્ષીનો ધંધો કરે તે શાકુનિક છે, અને માછલાં વિગેરે જળચર જીવો મારે તે માછી છે)

से एगइओ गोघाय भावं पडिसंधाय तमेव गोणं वा अण्णयरं वा तसं पाणं हंता जाव उवक्खाइत्ता भवइ, से एगइओ गोवालं भावं पडिसंधाय तमेव गोवालं वा परिजविय परिजविय हंता जाव उवक्खाइत्ता भवइ ॥ से एगइओ सोवणिय भावं पडिसंधाय तमेव सुणगं वा अन्नयरं वा तसं पाणं हंता जाव उवक्खाइत्ता भवइ ॥सू.३१॥

કોઈ ગોવાળીયો બનીને કોઈ ગાય તોફાન કરે તો કોપાયમાન થઈને તે ગાયને જુદી પાડીને તેને મારનારો છેદનભેદ કરનારો વારવાર થાય છે, કોઈ ક્રૂરકર્મી ગાયો મારવાનો ધંધો લે છે, પછી તે ગાય કે જે ત્રસજીવ આવે તેને મારે, અને પછી હણવાની વિગેરે ક્રિયા કરે ॥ કોઈ શૌવનિક ભાવ તે શિકારી કુતરા પાળીને તેના વડે મૃગ સૂકર વિગેરે મરાવે છે કદાચ કુતરો આજ્ઞામાં ન રહે તો તેને પણ મારી નાખે છે, અને તેવી રીતે પેટ ભરે છે,

से एगइओ सोवणियंतियं भाव पडिसंधाय तमेव मणुस्सं वा अन्नयरं वा तसं पाणं हंता जाव आहारं आहारेति इति से महया पावेहिं कम्मेहि अत्ताणं उवक्खाइत्ता भवइ ॥सू.३१॥

કોઈ અનાર્ય અવિવેકી કુતરાથી શિકાર કરે તે શૌનિક તેની પાસે રહે તે શૌવનિકાંતિક-ઘાતકી કુતરો છે, તેનાથી પાસે રસ્તે જનાર વટેમાર્ગુ કે મૃગ, સૂકર વિગેરે માણસ કે પશુની હિંસા કરાવે અને તેના વડે પાપવૃત્તિથી પેટ ભરે, કુટુંબને પોષે અને જગતમાં હિંસક જાતિમાં ઓળખાય, આ પાપવૃત્તિથી પેટ ભરનારનું વર્ણન કર્યું, હવે કોઈ વખત

કોઈ નિમિત્તે અભ્યુપગમ (હિંસાની આપબડાઈ) દેખાડે છે,

से एगइओ परिसामज्झाओ उट्टित्ता अहमेयं हणामित्ति कट्टु तित्तिरं वा वट्टगं वा लावगं वा कवोयगं वा कविंजलं वा अन्नयरं वा तसं पाणं हंता जाव उवक्खाइत्ति भवइ ॥

અહિ પ્રથમના સૂત્રથી વિશેષ આ છે કે પ્રથમના સૂત્રમા જીવહિંસાથી પેટ ભરવાનુ બતાવ્યું, અથવા ગુપ્ત રીતે જીવહિંસા કરે તે બતાવ્યું પણ આ સૂત્રમા તો કોઈ નિમિત્તે બધાના દેખતા માણસોની વચ્ચે જીવ મારવાની પ્રતિજ્ઞા કરીને ઉઠે તે બતાવે છે, જેમકે કોઈ માણસ માંસ ખાવાની ઇચ્છાથી કે તેવી ટેવથી કે ક્રીડા માટે કે કોપાયમાન થયેલો સભામા ઉભો થઇને આવી પ્રતિજ્ઞા કરે, કે હુ પેલા પ્રાણીને હણીશ, આવુ નક્કી કરી પછી તીતર બતક બણુતર કપિંજર કે તેવુ બીજુ કોઇ પણ પ્રાણી હણે, મારે, છેદે ભેદે અને પોતાને પાપીઓની ગણતરીમા ગણાવે,

से एगइओ केणइ आयाणेणं विरुद्धे

ममाणे अदुवा खल दाणेणं अदुवा सुरा थालएणं गाहावतीण वा गाहावडपुत्ताण वा सयमेव अगणिकाएणं सस्साइंज्झामेइ अन्नेणवि अगणिकाएण सस्साइं झामावेइ अगणिकाएणं सस्साइं झामतंपि अन्नं समणुजाणइ इति से महया पावकम्मेहिं अत्ताणं उवक्खाइत्ता भवइ ॥

આ સૂત્રોમા અધર્મ પથે ચાલનારા (જીવહિંસક વિગેરે) પાપીઓનું વર્ણન ચાલે છે તેમા બધાએ પ્રાણીઓને દ્રોહ કરનારા પ્રાયે કહી દેવાના છે, તેથી પ્રથમના સૂત્રમા બીજાના અપરાધ વિના જ ક્રોધાયમાન થયેલા બતાવ્યા, હવે બીજાના અપરાધથી ક્રોધી થએલાને બતાવે છે, કોઇ નવશાળથી જ ક્રોધી બીજાનો અપમાનના શબ્દ વિગેરેનું કારણ મળતા ગામા વાળાનો શત્રુ બની તેનુ બગાડે પ્રથમ શબ્દને લેવાથી સમજવુ કે કોઇએ અપમાન કર્યું કે નિંદા કરી કે વચમાં બોલીને ખંડન કરે, તો ક્રોધી થઇને તેનુ બગાડી નાખે,—શબ્દ પછી રૂપ આશ્રયી આવી રીતે તે કોપે, કે કોઇ કદરૂપો કે વિધવા કે બીજા અપશુકનવાળો મળતા પોતાનું કામ બગાડવાનું જાણીને

વિના કારણ તેને મારવા જાય હવે ગધ રસ વિગેરેનું આદાન (ગ્રહણ-લેવું) તે સૂત્ર વડે જ બતાવે છે, અથવા કોઇએ તેને સરસી વસ્તુ આપી હોય અથવા ભિક્ષા દેતા ઓછું આપ્યુ હોય-તો ખળાનું દાન ઓછું માનીને- તેનાથી કોપાયમાન થાય, અથવા મદિરાનું સ્થાળ કોશક (માટી વિગેરેનું ઠામ કે પ્યાલો) વડે ઇચ્છા પ્રમાણે ન આપે તો કોપે, અને પછી શું કરે તે કહે છે, તે ગૃહસ્થીના કે તેના છોકરાના ખળામાં જઇને તેમાં રહેલા કમોદ વ્રીહી ઘઉં બાજરી વિગેરે પોતે બાળી મુકે, બીજા પાસે બળાવી દે અથવા બીજા બાળનારાને સહાયતા આપે આવી રીતે બીજાના નજીવા અપરાધમાં કે વિનાકારણ તેને અપરાધી માનીને તેનું બાળી નાશ કરી પોતાને પાપી તરીકે પ્રખ્યાત કરે. હવે બીજી રીતે પાપનું ગ્રહણ કરવું બતાવે છે.

से एगडओ केणड आयाणेणं विरुद्धे समाणे अदुवा खलदाणेणं अदुवा सुराथालएणं गाहावतीण वा गाहावइपुत्ताण वा उट्टाण वा गोणाण वा घोडगाण वा गद्दभाण वा सयमेव घूराओ कप्पेत्ति, अन्नेणवि कप्पावेति कप्पतंपि अन्नं समणु-

जाणइ इति से महया जाव भवइ,

વળી કોઈ પાપી બીજા ગૃહસ્થે તેને ઉપર બતાવ્યા પ્રમાણે ઠઠ્ઠુ કર્યું હોય કે અપશુકન કર્યા હોય, કે જોઈતી વસ્તુ સારી ન આપી હોય કે દારૂનો પ્યાલો ન આપ્યો તો કોપીને તે ગૃહસ્થીના કે તેના પુત્રોના ઊંટ, ગાય, બળદ ઘોડા કે ગધેડું જે હાથમાં આવે, તેની જંઘા—જાંઘ કે ખરીક ( ) વાળી પેટ વિગેરેમાં કાપ મુકે, બીજા પાસે છેદાવે અથવા છેદતાને સહાય કરે, આ પ્રમાણે અઘોર કૃત્ય કરીને પોતાને પાપી તરીકે પ્રસિદ્ધ કરે,

से एगइओ केणइ आयाणेणं विरुद्धे समाणे अथवा खलदाणेणं अदुवा सुराथालएणं गाहावतीणं वा गाहावइपुत्ताण वा उट्टसालाओ वा गोणसालाओ वा घोडगसालाओ गद्दभसालाओ वा कंटकबोंदियाए पडिपहित्ता सयमेव अगणिकाएणं झामेइ अन्नेण वा झामावेइ झामंतंपि अन्नं समणुजाणइ इति से महया जाव भवइ,

કોઈ તો ઉપર મુજબ ગૃહસ્થી ઉપર કોપાયમાન થઈને તેનું કે તેના પુત્રોના ઉંટો ઢોરો ઘોડા કે ગધેડાને રાખવાની શાળામાં પોતે સુકા કાંટા મગાવી તેની આજુબાજુ ઢગલો કરી તે શાળાને જીવતા જાનવરો નાંખે દ્વેષથી બાળી મુકે છે, બીજા પાસે બળાવે છે કે અન્ય કોઈ બાળતો હોય તેને મદદતા કરી બળાવે છે, અને પાપીમાં ગણાવે છે,

से एगइओ केणइ आयाणेणं विरुद्धे समाणे अदुवा खलदाणेणं अदुवा-सुरा थालएणं गाहावतीण वा गाहावइपुत्ताण वा कुंडलं वा मणिं वा मोत्तियं वा सयमेव अवहरइ अन्नेण वि अवहरावइ अवहरंतंपि अन्नं समणुजाणइ इतिसे महया-जाव भवइ ॥ समणाण वा माहणाण वा छत्तंग-वा दंडग वा भडगं वा मत्तग वा लट्टिं वा भिसिग वा चेलग वा चिलि-मिलिग वा चम्मयं वा छेयणग चम्म-

**कोसियं वा सयमेव अवहरति जाव समणुजाणइ, इति से महया जाव उवक्खाइत्ता भवइ ॥**

વળીકઈ નિમિત્ત લઈને, કોઇ પાપી ક્રોધી થઇને ગૃહસ્થી કે તેના દીકરા દીકરી વિગેરેના કુંડળ કે સોના રૂપાના દાગીના કે મણિ મોતી વિગેરે ઝવેરાત પોતે ચોરે બીજા પાસે ચોરાવે અથવા અન્ય ચોરનારને સહાયતા કરે, વળી હવે ગૃહસ્થ વિના પાખંડી ઉપર શું કરે તે કહે છે, કોઈ પાપી પોતે ભણેલો છતા બીજાથી વાદ કરતા હારી જાય તો ક્રોધી થઈને શું કરે તે કહે છે, શ્રમને સહન કરે તે શ્રમણ-સાધુ તથા કોઇને ન હણે તે માહણ-બ્રાહ્મણ પરિવ્રાજક તપસ્વી વિગેરે ઉપર કોઇ ક્રોધ કરીને તેનુ છત્ર દંડ કે ધર્મોપકરણ કે તેના ધર્મ ।। ચિન્હરૂ। વસ્તુ કે ખાવાપીવાનું વાસણ માત્રક લાકડી, ભિસિગ-બેસવાનું આસન ચેલક-વસ્ત્ર ચિલિમિલિક ઓઢવાની ચાદર કે ગોચરી વખતે નાખવાનો પડદો પાદુકા તથા ચામડા ચર્મછેદનક ચામડું કાતરવાનું શસ્ત્ર રાપી ચર્મકોસિક શસ્ત્ર મુકવાની કોથળી વિગેરે જે કંઈ હોય તે પોતે (તેને પીડવા માટે) ઉપરની કોઇપણ વસ્તુ ચોરી જાય બીજા પાસે-ચોરાવે, ચોરતાને મદદ કરે, એવુ પાપ કરીને લોકમાં પાપી તરીકે પ્રસિદ્ધ થાય,

-से एगइओ णो वितिगिंछइ तं गाहाव-तीण वा गाहावइपुत्ताण वा सयमेव अग-णिकाएणं ओसहीओ झामेइ जाव अन्नंपि झामंतं, समणुजाणइ इति से महया जाव उवक्खाइत्ता भवति ॥

વળી તેઓ જો ને દુશ્મન માનીને પાપ કર્નારો ઉપર બતાવ્યા, હવે તે સિવાયના બીજા બતાવે છે કોઈ અતિશે મૂઢતાથી ન વિચારે કે અઘોર પાપના ... અને ભવિષ્યમાં શુ થશે? તેમ આ માઠું કૃત્ય મહા પાપનું છે, તે પણ વિચારતો નથી, તેથી તે અજ્ઞાન દશામાં આલોક પરલોકમાં દુઃખદાયી ક્રિયા કરે, આ ઉદ્દેશથી તે શુ કરે, તે બતાવે છે, ગૃહસ્થી કે તેના પુત્રોનું અનાજ ખળામાં પડ્યું હોય કે ખેતરમાં ઢગલો કર્યો હોય તે ક્રોધ ગ્રીટી ઘઉં વિગેર બાળી મુકે, બીજા પાસે બળાવે, કોઈ બાળતો હોય તેને પ્રશંસે, અને તેથી પોતે મહાપાપી ગણાય છે

से एगइओ णो वितिगिंछइ तं गाहाव-तीण वा गाहावइपुत्ताण वा उट्टाण वा

गोणाण वा घोडगाण वा गद्दभाण वा सयमेव घूराओ कप्पेइ अन्नेण वि कप्पावेति, अन्नंपि कप्पंत समणुजाणइ ॥

કોઈ પાપી અજ્ઞાની વિચાર્યા વિનાજ ગૃહસ્થી કે તેના પુત્રોના ઉંટ, ઢોર, ઘોડા, ગધેડા વિગેરેની જંઘા વિગેરે શરીરના અવયવો છેદી નાખે, છેદી નખાવે, છેદી નાખનારાને પ્રશંસે,

से एगइओ णो वितिगिछइ तं गाहावतीण वा गाहावइपुत्ताण वा उट्टसालाओ वा गद्दभसालाओ वा कंटक बोंदियाहिं पडिपेहित्ता सयमेव अगणिकाएणं झामेइ जाव समणुजाणइ.

કોઇ પાપી તે ભવિષ્યમાં પાપના ફળ વિચાર્યા વિનાજ ગૃહસ્થીના કે તેના પુત્રોના ઉંટ ઘોડા ઢોર કે ગધેડા રાખવાની શાળાઓ કાંટાના ઢગલા વડે બાળે કે બળાવે, બાળતાને પ્રશંસે,

से एगइओ णो वितिगिछइ तं गाहा-

वतीण वा गाहावइपुत्ताण वा जावमोत्तियं वा सयमेव अवहरइ जाव समणुजाणइ, से एगइओ णो वितिगिंछइ तं समणाण वा माहणाण वा छत्तगं वा दंडगं वा जाव चम्मच्छेदणग वा सयमेव अवहरइ जाव समणुजाणाइ इति से महया जाव उवक्खाइत्ता भवइ

તથા 'તે પાપનો ડર રાખતો નથી, તેથી ગૃહસ્થી કે તેના પુત્ર વિગેરેના કુંડળ, મણિ મોતી વિગેરે કીમતી વસ્તુ પોતે ચોરે, બીજા પાસે ચોરાવે ચોરતાને પ્રશંસે, તેવી રીતે સાધુ કે બ્રાહ્મણો વિગેરે જે ત્યાગી છે તેમની પણ છતરી દાંડા ચર્મ છેદનક* (રાપી) વિગેરે ઉપગરણ પોતે ચોરે, ચોરાવે, ચોરનારને સહાય કરે, આમ કરનાથી તે મોટા પાપને બાંધે છે (આ પ્રમાણે પૂર્વે કહેલા બધા સૂત્રના આલાવા ક્રોધથી ચોરી કરનારના કહ્યા હતા તે

* જે ભાગ મગરખે વાપરે કે તે ચામડાને સ ખુ ... કાપનાર હથીઆ

તથા તેના અભાવમા બાકીના કહેવા અર્થાત્ ઉપર પ્રમાણે બધું જાણવું, કે પાપીઓ પાપ કરતા પાછું જોતા નથી,

**से एगडओ समणं वा माहणं वा दिस्सा णाणाविहेहि पावकम्मेहि अत्ताणं उवक्खाइत्ता भवइ अदुवाणं अच्छगए आफालित्ता भवइ अदुवाणं फरुसं वदित्ता भवइ, कालणवि मे अणुपविट्ठस्स असणं वा पाणं वा जाव णो दवावेत्ता भवइ,**

હવે વિપરીત દૃષ્ટિઓ એટલે આગાઢ (ચીકણા) મિથ્યા દૃષ્ટિઓ બતાવે છે, જેમકે કોઇ એક અભિગૃહી મિથ્યા દૃષ્ટિ અભદ્રક (મહા ક્રોધી) સાધુઓનો દ્વેષી બનીને સાધુઓ કે બ્રાહ્મણો બહાર નીકળે કે સ્થાનકમા પેસે ત્યારે તેમને પજવે, અથવા પોતે નીકળતા કે પેસતા જુદા જુદા પાપ કૃત્યો વડે બીજાને પીડી પોતે પાપી રૂપે પોતાને જાહેર કરે, તે બતાવે છે

(અથવા એટલે પશ્ચાત્તર-બીજી રીતે બતાવે છે)

કોઇ સાધુને દેખીને મિથ્યા દૃષ્ટિ વિચારે કે આ મુંડીયો અપશકુનવાળો છે એમ માનીને પોતાની આંખ સામેથી ખસેડે અને ચપટી વગાડીને કહે કે ભાગી જા, અથવા તે

[illegible]

સાધુનો તિરસ્કાર કરી કઠોર વચન કહે કે એ મુંડીયા! વિના કારણ કાયાને મતાપતો હે દુર્બુદ્ધિ! અહીંથી દૂર ખસ, પછી તે ક્રોધથી ભૃકુટિ (પાપણ) ચડાવે, અથવા અસત્ય (અસભ્ય) બોલે તેમજ ભિક્ષાન વખતમા પિંડ તે સાધુ ગોચરીએ તેવાને ઘેરે આવતા પોતે પોતાને અતરાય કર્મનો દોષ ન લાગે માટે અનુક્રમે બીજા ભિક્ષુકની પછવાડે પેસે, તેથી તે પાપી નિંદક દુષ્ટ બુદ્ધિથી અન્ન વિગેરે પોતે તો સાધુને ન આપે તથા બીજા ધર્માત્માને આપતા પણ પોતે રોકે, અને દ્વેષી બનીને આ પ્રમાણે બોલે કે,

**जेइमे भवंति वोनमंता भारक्कंता अलसगा वसलगा किवणगा समणगा पव्वयंति,**

જે પાખડીઓ છે તે આવા હોય છે, " જેમને ઘરમા (નિર્ધનતાને લીધે) ઘાસના કે લાકડાના ભારા વિગેરે મજુરીનું અધમ કાર્ય કરવાનુ હોય છે અર્થાત્ તેઓ નિર્ધન અને મજુરીયા છે, તથા ભાર-ઘરનો બોજો કે પોટલી બાધીને માલ વેચવા ફરતા અથવા બીજો ભારે વજનનો બોજો ઉચકતા કટાળેલા દીક્ષામા મોજ માનનારા આળસુઓ પોતાના ઘરમા પરિવારનો નિર્વાહ કરવા અસમર્થ હોય તે આવા વેષધારી પાખડી બને છે. તેનો શ્લોક કહે છે,

गृहाश्रम' परोधर्मो न भूतो न भविष्यति ।
पालयन्ति नरा धन्याः क्लीवा' पापण्डमाश्रिताः ॥१॥

ગૃહસ્થ ધર્મ શ્રેષ્ટ છે, તે ન થયો ન થાય,
પાછે તેને ધન્ય છે કાયર લોગ સધાય

વળી તે સાધુને તિરસ્કાર રૂપે કહે છે કે વૃષલ-અધમ જાતિના છે એઓ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યની સેવા કરનારા છે, તથા કૃપણ કવીબ કશું ન કરી શકે તેવા (નમાલા) શ્રમણ બનીને દીક્ષા લે છે,

હવે અધમાધમ અગારી (ગૃહસ્થી) ઓની અત્યંત દુષ્ટ બુદ્ધિવાળાના અસદ્ વૃત્તને તેમની ભાષામા બતાવે છે

ते इणमेव जीवितं धिज्जीवितं संपडिवूहेंति, नाइ ते परलोगस्स अट्ठाए किंचिवि सिलीसति, ते दुक्खति ते सोयति ते जूरंति ते तिप्पति, ते पिट्टंति ते परितप्पंति ते दुक्खण जूरण सोयण तिप्पण पिट्टण परितिप्पण वहबंधण परिकिलेसाओ अप्पडिविरया भवंति, ते महया आरंभेणं ते महया समारंभेणं ते महया आरंभसमारंभेणं विरूवरूवेहिं पाव-

## कम्म किच्चेहि उरालाइं माणुस्सगाइं भोग भोगाइं भुंजित्तारो भवंति

ઉપર કહેલા સાધુઓના ઉત્કૃષ્ટ નિંદક પુરૂષો ઉત્તમ ધર્મના શત્રુ બનીને ગુણો વિસારીને ફક્ત પારકાના દોષો ઉઘાડીને કુત્સિત જીવિત જેમાં ફક્ત સાધુની નિંદાજ કરવાનું હોય છે, તેને ધારણ કરે છે, એટલે તેઓ સમારના દુરા ચારને પ્રતાને છે, વળી તેઓ આ લોકના સુખમાં લીન થએલા સાધુની નિંદામાં તત્પર મોહાંધ બનેલા પોતાનું જીવન સાધુનિંદામાં ગુજારે છે, પણ પોતાનું ભવિષ્યમાં કલ્યાણ થાય, તેવું જરાપણ પરમાર્થનું અનુષ્ઠાન સ્વીકારતા નથી, તેઓ આ નિંદાના માર્ગથી કુવચનોથી સાધુઓને પીડા ઉત્પન્ન કરે છે, એટલુંજ નહિ, પણ આવી નિંદાથી આત્માને તથા પરને બંનેને પીડા કરે છે તે અજ્ઞાનથી અંધ બનેલા એવું કરે છે, જેથી તેમને શોક થાય છે, અને પરસ્પર દુષ્ટ વચન બોલવાથી બીજાને પણ શોક કરાવે છે, વળી તે બીજાને ગર્હે છે તથા તાપ ઉપજાવે છે, અને આત્માને તથા પરને (કઠોર વચન બોલવાથી) મોક્ષના સુખેથી દૂર કરે છે એમ તે નકડા ધર્મની પુષ્ટિ વિનાના અસત્ અનુષ્ઠાન કરનારા પોતે પીડાય છે, પરને પીડાવે છે, તે પ્રમાણે પાપથી અંતરમાં બળે છે, તથા બીજાને પરિતાપ ઉપજાવે છે, ઉપર પ્રમાણે તે અધર્મ માર્ગે ચાલનાર હોવાથી

દુઃખીયો શોગો કિરનાગું (દુઃખ ભોગવવા છતાં પણ), તે પાપોથી છૂટતા નથી, હમેશા નવા પાપો કરે જાય છે, આવા હોવાથી મોટા આરંભો વડે જેમાં ઘણી જીવહિંસા થાય તથા સમારંભ એટલે જેમાં હિંસાને અંગે પ્રાણીઓને વધારે તાપ ઉત્પન્ન કરે, તથા બંને આરંભ સમારંભવાળા કૃત્યોવડે જુદા જુદા માનવ (પાપ) કૃત્યોથી ઉદાર (સ્વાદિષ્ટ) સમગ્ર સામગ્રીવાળા દારૂમાંસ સહિત મનુષ્યભવમાં (ધર્મ સાધનને બદલે) ભોગોમાં પણ શ્રેષ્ઠ ભોગો ભોગવે, અને તેને માટેજ પાપો કરે એ હવે ખુલાસાથી બતાવે છે,

तं जहा अन्नं अन्नकाले पाणं पाणकाले वत्थं वत्थकाले लेणं लेणकाले सयणं सयणकाले सपुव्वावरं च णं ण्हाए कय बलिकम्मे कयकोउयमगलपायच्छित्ते सिरसा ण्हाए कंठे माला कडे अविद्धमणि सुवन्ने कप्पिय मालामउली पडिबद्ध सरीरे वग्घारिय सोणि सुत्तग मल्ल दाम कलावे, अहतवत्थपरिहिए चंदणोक्खित्तगाय-

सरीर महति महालियाए कूडागार सालाए महति महालयंसि सीहासणंसि इत्थी गुम्म संपरिवुडे मव्वराइएणं जोइणा झियाय माणेण महया हय नट्ट गीय वाइय तंती तलताल तुडिय घण मुइग पडुपवाइयरवेणं उरालाइं माणुस्सगाइं भोगभोगाइं भुंजमाणे विहरइ,

(પૂર્વે પુણ્ય જ કર્યું હોય તેને લીધે) તેઓ પાપ કૃત્યથી જમવાના વખત અન્નને મેળવે છે તે પ્રમાણે પીવાનું પાણી તથા કપડા બીછાનું પથરણું વિગેરે સર્વે વસ્તુઓ સવારના કે સાંજના જોઈએ તે બધુ મેળવી લે છે, અથવા સવારના સ્નાન વિગેરે બપોરના વિલેપન ભોજન વિગેરે પુર્વાપર અગ્નિ મેળવે છે તેનો સાર આ છે કે પૈસા કે સત્તાના જોરથી જ વસ્તુ જ્યારે જોઈએ ત્યારે તેને મળે છે, હવે ઈચ્છા પ્રમાણે મળે છે તે ટુંકમા બતાવે છે જેમ લગ્ન વખતે નવ કન્યાને સ્નાન કરાવ, તેમ તેને હમેશા ઘણુ ધન ખરચીને નોકરો સ્નાન કરાવે છે, તથા ઈષ્ટ દેવતાની પોતે પુષ્કળ ખર્ચ કરીને પૂજા કરે છે, બળિકર્મને કરે, તથા

કૌતુકો અવતારણુ (જે કાળે જે ટપકા વિગેરે કરવાથી લોકમા માનનીય-થાય તે) કરે, વળી મગળો કૃત્યોમ્તે સોનુ ચદન દહી ચોખા પ્રોનુ ઘાસ તથા સરસવ તથા દર્પણ દેખવુ ઉત્તમવસ્તુને સ્પર્શ કરવો તથા ગનના ખોટા સ્વપના આવ્યા હોય તેનુ પ્રાયશ્ચિત કરીને સ્નાનવાળુ માથુ સાફ કરી આભૂષણો પહેરે તે ફુલોની માળાથી સહિત મુકુટ પહેરે તથા બીજા પણ આભૂષણો પહેરે, તથા પ્રતિબદ્ધ શરીર, જુવાની તથા નિરોગતાથી તથા લષ્ટપુષ્ટ આહાર મળવાથી શરીર મજબુત છે તથા લટકલ છે કેડનો કદોરો તથા ફુલોની માળાઓનો સમૂહ લટકતા ગુચ્છા માથે એટલે માથે નહાયેલો ઉત્તમ દ્રવ્યોથી શરીર ઉપર લેપ કરેલો કે માળા પહેરેલો તથા અમૂલ્ય જોઇએ તેવા આભૂષણો પહેરેલો ઉચી વિશાળ કોટના ઘેરાવાથી મજબુત હવેલીમા રહેલો તેમા પણ મોટા વિસ્તારવાળા સિંહાસન કે ભદ્રાસન ઉપર સુખથી બેઠેલો સ્ત્રી ગુલ્મ તે જુવાન રૂપાળી સ્ત્રીઓના બીજા પરિવાર સાથે વીંટાયેલો (દાસદાસી સહિત) તથા મોટા વાજીત્રોના નાદ સહિત નાટક ગીત તથા તત્રી વીણા તબુરો મર્દલ ઢોલક શતાર દુદુભી સરણાઈ નોબત વિગેરેના મધુર અવાજોથી યુક્ત મનુષ્યને યોગ્ય ભોગ તથા ઉપભોગો (પૂર્વના પુણ્યના ફળો)ને ભોગવતો વિચરે છે

**तस्सणं एगमवि आणवेमाणस्स जाव**

चत्तारि पंचजणा अवुत्ता चेव अब्भुट्ठंति, भणइ देवाणुप्पिया! किं करेमो किं आहारेमो किं उवणेमो? किं आचिट्ठामो! किं मे हियं इच्छियं. किं मे आसगस्स सयइ? तमेव पासित्ता अणारिया एव वयंति, देवे खलु अयंपुरिसे देवसिणाए खलु अयंपुरिसे देव जीवणिज्जे खलु अयंपुरिसे. अन्ने वि य णं उवजीवंति.

આ ધનાઢ્યને કંઇપણ કાર્ય આવતા એકાદ માણસને કામ કરવાને બોલાવે ત્યારે બીજા ચાર માણસો ન બોલાવેલા પણ આવીને ઉભા રહે છે, તેઓ શું કરે તે કહે છે, તે આવી રીતે ખુશામતના પ્રિય વચનો બોલે, હે સ્વામી! બોલો અમને ધન્ય છે કે આપની સેવામા ઉભા છીએ! શુ કરીએ, શુ લાવીએ કોને બોલાવીએ? આપને શુ કાર્ય કરાવવુ છે? તમારા હૃદયમા શુ ઇચ્છા છે? આપને મોઢે કઇ વસ્તુ સ્વાદ લાગે છે? (શુ ખાવુ છે) અથવા તમારા મોઢામાથી જે વચન નીકળે તે પ્રમાણે કરવા તૈયાર છીએ!

, તે શાન્ત હોય કે ધનાઢય હોય તેવાને સુખ, વિલાસ વૈભવ ભોગવતો જોઇને અનાર્ય લોકો બોલે છે કે આપ દેવપુરૂષ છો, આપ દેવસ્નાતક તે દેવાની સ્નાન કરાયેલા છો દેવામા શ્રેષ્ટ છો ઘણાી આજીવિકા સ્નાન છો, (તેથી તે ફુલાઈને ઘણા પાપો કરવાના તત્પર બને છે) તેને જોઇને આર્ય વિવેકી આચારરત્ન પુરૂષો આ પ્રમાણે કહે છે,

तमेव पासित्ता आरिया वयंति, अभिक्कंत कूरकम्मे खलु अयंपुरिसे अतिधुन्ने अइयायरक्खे दाहिणगामिए नेरइए कण्ह पक्खिदए आगमिस्साणंदुल्लह बोहियाण या वि भविस्सइ,

જેણે પાપકૃત્યો કર્યા ઘાી લડવાઓ છે, હિંસા વિજન મહા પાપે મા લેપાયેલ તથા જન્મ ગેતીના દગુને વાયરા ભમાવે તેમ જ કૃત્યથી થનાર ચક્રવાળમા ભમવુ પડશે તેવા પાપ બાધનારા (આમા ધૂત શબ્દનો અર્થ નિર્દોષ નહિ પણ ભમનારો છે,) વળી ખૂબ સારી રીતે ભેગા કર્યા છે આઠ કર્મ જો તેવો અતિધૂત તથા વળી બીને અધીન પાપો કરી પોતાની રક્ષા કરે તે આત્મ રક્ષક છે તથા દક્ષિણ દિશામા (નરકમા) જનારો છે, અર્થાત્ જે ક્રૂર કર્મ કરે

દક્ષિણ દિશા બધી દિશાઓમા અપ્રશસ્ત છે (વખાણવા જોગ નહીં) તેમ ચારેગતિમાં નરકગતિ નિંદનીય છે, એ પક્ષમા કૃષ્ણ પક્ષ નિંદનીક છે, તેથી જે કોઈ વિષય રસમા અંધ થાય, ઇંદ્રિયોથી પરવશ થાય, પરલોકના ફળને વિસરી જાય તે સાધુઓની નિંદા કરીને દાન અંતરાય કર્મ બાંધીને નિંદનીય સ્થાનમા ઉત્પન્ન થાય તે બતાવ્યું, તે પ્રમાણે જે તીર્યંચ કે મનુષ્યમા કે દેવલોકમા નિંદનીયપણું છે તે તેને પ્રાપ્ત થાય, પણ તેથી ઉલટો પુરૂષ જે કોઈ વિષય રસમા નિસ્પૃહ થાય, ઇંદ્રિયોને વશ કરે, પરલોકના ફળથી ડરીને ચાલે સાધુઓની પ્રશંસા કરે, માન અનુષ્ઠાન કરે તે સુગતિમા સુસ્થાનમા દેવલોકના જાય તથા શુકલ પાક્ષિક (ઉદાર વૃત્તિ) થાય, તથા મનુષ્ય ભવમા માન સ્થાનમા જન્મીને શુલભબોધિ થઈ જલદી ધર્મ પામે, આ સારા કૃત્ય કરનારનું સારૂં ફળ બતાવ્યું, હવે સમાપ્તિ કર છે,

તેમા પ્રથમ ઉપર બતાવેલા શ્રીમંત કુટુંબમા જન્મેલા અને શૃંગારરસથી ભરેલા સંસારથી ડરના કેટલાક પુરૂષો તુચ્છ બુદ્ધિના હોવાથી ત્યાગી થવા છતા પરમાર્થને ન જાણવાથી ફરીથી લોભીયા થાય છે, (ત્યાગ કરીને પાછા ગૃહસ્થ જેવા સુખ વિલાસી થઈ જાય છે)

તથા કેટલાક માત્ર સુખ દેખનારા ગૃહસ્થો વાસમાજ રહીને ઝઝા તૃષ્ણા તેમા આતુર—આસક્ત બનીને પસા માટે ફાફા મારે છે, તેથી તેઓ ઉત્તમ પુરૂષોએ આદરેલ માર્ગ

તથા સાધુઓની નિંદા કરે છે, તથા તેમને દાન આપતા નિષેધ કરે છે તે દક્ષિણગામી થાય છે દક્ષિણ દિશામાં જે નરક તિર્યંચ મનુષ્ય કે દેવ છે, તે હલકી પાયરીના છે તેમાં ઉત્પન્ન થાય છે, તેમ આ પાપી પણ પોતાના પાપને લીધે કુગતિમાં જશે, નરકમાં જાય તે નારક અને કૃષ્ણપક્ષનો (ટુંક દષ્ટિ કે અદેખો) હોવાથી કૃષ્ણપાક્ષિક છે વળી તે નરકમાથી નીકળી દુર્લભબોધિ થશે

इच्चेयस्स ठाणस्स उट्ठियावेगे अभिगिज्झंति अणुट्ठियावेगे अभिगिज्झंति अभिझंझाउरा अभिगिज्झंति, एस ठाणे अणारिए अकेवले अप्पडिपुन्ने अणेयाउणे असंसुद्धे असल्लगत्तणे असिद्धिमग्गे अमुत्तिमग्गे अनिव्वाणमग्गे अणिज्जाणमग्गे असव्वदुक्खपहीणमग्गे एगंतमिच्छे असाहु एस खलु पढमस्स ठाणस्स अधम्म पक्खस्स विभंगे एवमाहिए ॥सू.३२॥

દક્ષિણ દિશા બધી દિશાઓમા અપ્રશસ્ત છે (વખાણવા જોગ નહીં) તેમ ચારગતિમાં નરકગતિ નિંદનીય છે, બે પક્ષોમા કૃષ્ણ પક્ષ નિંદનીક છે, તેથી જે કોઈ વિષય રસમા અધ થાય, ઇંદ્રિયોથી પરવશ થાય, પરલોકના ફળને વિસરી જાય તે સાધુઓની નિંદા કરીને જ્ઞાન અતરાય કર્મ બાધીને નિંદનીય સ્થાનમા ઉત્પન્ન થાય તે બતાવ્યું, તે પ્રમાણે જે તીર્યંચ કે મનુષ્યમા કે દેવલોકમા નિંદનીયપણું છે તે તેને પ્રાપ્ત થાય, પણ તેથી ઉલટો પુરૂષ જે કોઈ વિષય રસમા નિસ્પૃહ થાય, ઇંદ્રિયોને વશ કરે, પરલોકના ફળથી ડરીને ચાલે સાધુઓની પ્રશસા કરે, સારા અનુષ્ઠાન કરે તે સુગતિમા સુસ્થાનમા દેવલોકના જાય તથા શુકલ પાક્ષિક (ઉદાર વૃત્તિ) થાય, તથા મનુષ્ય ભવમા સારા સ્થાનમા જન્મીને સુલભબોધિ થઇ જલદી ધર્મ પામે, આ સારા કૃત્ય કરનારનું સારૂ ફળ બતાવ્યું, હવે સમાપ્તિ કર છે,

તેમા પ્રથમ ઉપર બતાવેલા શ્રીમત કુટુબમા જન્મેલા અને શૃગારરસથી ભરેલા સસારથી છુટવા કેટલાક પુરૂષો તુચ્છ બુદ્ધિના હોવાથી ત્યાગી થવા છતા પરમાર્થને ન જાણવાથી ફરીથી લોભીયા થાય છે, (ત્યાગ કરીને પાછા ગૃહસ્થ જેવા સુખ વિલાસી વઈ જાય છે)

તથા કેટલાક સાપ્રત સુખ દેખનારા ગૃહસ્થા વાસમાજ રહીને ઝઝા તૃષ્ણા તેમા આતુર—આસક્ત બનીને પસા માટેજ ફાંફા મારે છે, તેથી તેઓ ઉત્તમ પુરૂષોએ આદરેલ માર્ગ

સ્વીકારતા નથી ''પૈમો-મારો પરમેશ્વરને બાઈડી મારી ગુરૂ છોકરા ટેયા નન સાધુ, બીજાને શું કરૂં ?'' તેથી તેઓ અનાર્ય સ્થાનમાં પડી રહેલા છે, વળી મ માર્ગની આકાંક્ષાઓ તે અકેવળ તદન અશુદ્ધ છે તથા સામાન્ય (સંસાર પ્રેમી) જીવોએ આચરેલ હોવાથી તે નસાર તૃષ્ણા અપરિપૂર્ણ છે (મની આશાઓ પૂરતી નથી) તેમ સદ્ગુણનો વિરહ હોવાથી તુચ્છ છે, વળી ન્યાયથી ગમે તે નૈયાયિક છે પણ તેથી ઉલટો હોવાથી અન્યાય માર્ગ છે, તથા ઉત્તમ લગની ઇદ્રિયોને વશ કરવાનો સયમ તે સલ્લગ છે, તેનાથી વિરૂદ્ધ માટે અસલ્લગ-સયમ છે અથવા રાગ્ય માફક તૃષ્ણા છે, તમા માયા કરવી પડે તમા સાધુ સાચ તેથી સલ્લગ છે, તેનું પરિજ્ઞાન નથી માટે અસલ્લગ અર્થાત્ માયાના ફળને જાણતો નથી કે દુર્ગતિ થશે, તથા અકાર્ય આદર વાથી તેને સિધ્ધિ (મોક્ષ)નો માર્ગ મળતો નથી તથા સંપૂર્ણ ક્ષયરૂપ મુક્તિનો માર્ગ સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ મળતો નથી, માટે અમુક્તિ માર્ગ છે, તથા પરિનિવૃત્તિ પોતાનું શુદ્ધ જ્ઞાન સ્વરૂપ આત્મ સ્વાસ્થ્યનો માર્ગ ન મળે, તેથી અનિર્વાણ માર્ગ છે

તેજ પ્રમાણે જ્યાથી ફરી નિકળવાનું નથી એવો નિર્યાણ માર્ગ છે તે અધર્મીને ન મળે તેમજ સર્વ દુઃખોના ક્ષયરૂપ જે મોક્ષમા શુદ્ધ જીવનુ સ્વરૂપ છે તે તેને ન મળે,

પ્રશ્ન—શા માટે તેને મોક્ષ ન મળે

ઉ—તે પાપીઓના હૃદયમાં મિથ્યાત્વ (મિથ્યાત્વનીલ સમાન વિલાસનું નીમીત્ત છે, એટલે મિથ્યાત્વથી બુદ્ધિ હણાઈ જવાથી અસાધુતાનું દૃષ્ટાંત જ પકડી બેઠા છે, (વર્તમાનકાળમાં નિર્દોષ પ્રજા ઉપર ગાળ તાન પ્રજા પોતાના સ્વાર્થ માટે તનુ નિકંદન કાઢે છે, ભયંકર લડાઈઓ કરી લાખો માણસોને મારી કરોડો અમલોની પાયમાલી કરે છે) અને વિષયોમાં અંધ બનેલા છે, આ પ્રમાણે પ્રથમ અધમ પક્ષને પકડી બેઠેલાઓનું પાપ ઉપાદાનનું કારણ છે તેનો પ્રથમ વિભંગ વિભાગ તનું સ્વરૂપ કહ્યું, હવે બીજું ધર્મના ઉપાદાનનું કારણભૂતપક્ષ દર્શન બતાવે છે

अहावरे दोच्चस्स ठाणस्स धम्म पक्खस्स विभंगे एवमाहिज्जइ, इह खलु पाईणंवा पडीणंवा उदीणंवा दाहिणंवा संतेगइया मणुस्सा भवंति तंजहा आयरिया वेगे अणारिया वेगे उच्चागोया वेगे णीयागोया वेगे कायमंता वेगे हस्समंता वेगे सुवन्ना वेगे दुवन्ना वेगे सुरूवा वेगे दुरूवा वेगे

तेसिं चणं खेत्तवत्थूणि परिग्गहाइं भवंति एसोआलावगो जहापोंडरीए तहा णेतव्वो, तेणे व अभिलावेण जाव सव्वोवसंता सव्वत्ताए परिणिव्वुडे त्तिवेमि ॥ एसठाणे आरिए केवले जाव सव्व दुक्खप्पहीण-मग्गे एगंतसम्मे साहु, दोच्चस्स ठाणस्स धम्म पक्खस्स विभंगे एवमाहिए सू. ३ ३

પૂર્વે કહેલ અધર્મ પાક્ષિકથી ઉલટું બીજુ સ્થાન ધર્મ પાક્ષિક તે જેમા પુણ્ય ઉપાદાન કરવાનું છે, તેનો વિભાગ કે તેનું સ્વરૂપ ખુલાસોથી બતાવે છે, જેમકે કોઇ પૂર્વ પશ્ચિમ ઉત્તર કે દક્ષિણ દિશા કે ચાર ખુણામા કેટલાએ કલ્યાણની પરંપરા ભજનારા માણસો ધર્મી જીવો આવા ઉત્તમ ગુણો વાળા હોય છે કોઇ આર્યદેશમા ઉત્પન્ન થવાથી આર્ય છે, કેટલાક આર્ય દેશ સિવાયના અનાર્યો કે જેમા શક યવન શબર બર્બર વિગેરે પૂર્વે પુંડરીક અધ્યયનમા કહ્યા છે, તે બધાએ વિગતવાર જાણી લેવા, તેમા જે ધર્મી જીવો હોય તે સારી મોગતથી પૂર્વે બતાવ્યા પ્રમાણે બધા પાપોથી દૂર રહેનારા થાય છે, તેથી તે આઠે કર્મ છોડીને મોક્ષમા જઇને

સર્વથા સમારંભ ધનથી છૂટે છે, એ પ્રમાણે ભગવાને કહ્યું છે

આ પ્રમાણે આ કેવલિક પ્રતિ પૂર્ણ નૈયાયિક વિગેરે ગુણોવાળું સ્થાન પૂર્વે બતાવેલા દુર્ગુણોથી દૂર રહેલું છે, તે આ ધાર્મિક પક્ષના વિભાગનું સ્વરૂપ કહ્યું,

अहावरे तच्चस्स ठाणस्स मिसगस्स विभंगे एव माहिज्जइ, जे इमे भवंति आरण्णिया आवसहिया गाम णियंतिया कण्हुइ रहस्सिता जावते तओ विप्पमुच्चमाणा भुज्जो एलमूलत्ताए तमूत्ताए पच्चायंति, एस ठाणे अणारिए अकेवले जाव असव्व दुक्ख पहीण मग्गे एगंत मिच्छे असाहू एस खलु तच्चस्स ठाणस्स मिसगसूस विभंगे एवमाहिए ॥सू ३४॥

હવે ત્રીજું સ્થાન ધર્મ અધર્મ યુક્ત મિશ્રનું છે, તે વિભાગને કહે છે, થોડો ધર્મ અધર્મ સાથે મળ્યો, માટે મિશ્ર કહેવાય છે, તેમાં અધર્મનું બહોળાપણું હોવાથી આ અધર્મ પક્ષજ જાણવો, તેનો સાર આ છે કે મિથ્યા દૃષ્ટિઓ

પણ કોઇ આ રીતે જીવ દયા સત્ય વચન વિગેરે પાળે છે, પણ તેમનો આશય અશુદ્ધ હોવાથી તે દોષજ વધારે છે, જેમકે કોઇને પિત્ત ઘણું ચડયું હોય તે સમયે તેને દુધ સાકર સહિત પાય તોપણ પિત્ત શાંત ન થાય! (પિત્તના તાવમાં દુધ પાય તો જેમ જેમ પીળીયો થઇ જાય) તથા આગી જમીનમાં સારૂં પાણી નાંખે તો પણ પાક ન વોય તેવી રીતે જો મિથ્યાત્વ દુર ન થાય, તો છેવટ સુધી મોક્ષ ન મળે માટે તેણે કરેલી ક્રિયા નકામી છે, માટેજ મિથ્યાત્વના સબબથી મિશ્ર પક્ષને અધર્મમાજ ગણ્યો છે, તેવા કોણ છે, તે બતાવે છે, અરણ્ય (વન)માં વસનારા વનવાસી તપસ્વીઓ, જેઓ કંદમૂળથી જીવન ગુજારે છે, તથા પોતાના મકાન બાંધીને રહે તે આવસથિકા-ગૃહસ્થીઓ છે તેમાં પણ કેટલાક જીવદયા પાળે છે, પણ મિથ્યાત્વ છોડેલ ન હોવાથી અધર્મીઓ છે, જેમની બુધ્ધિ હણાયેલી છે કોઇ ગામની પાસે ઝુંપડા બાંધીને રહે તે ગ્રામાંતિક છે તથા ખાસ પ્રયોજનેજ ગામમાં આવે તે કવચિત રહસ્ય તે પ્રયોજને આવનારા હોય રાહસિક છે તે સિવાય હાલમાં, કે ભવિષ્યમાં જે કોઈ ગૃહસ્થ માફક દ્રવ્ય સંગ્રહે તથા ગૃહસ્થ જેવું વર્તન રાખે તે બધાએ છે, તેઓ બધાએ પાપ બંધન મિથ્યાત્વ ન છુટવાથી ઉપવાસ વગેરે મહા કાય કલેશ સહીને દેવ લોકમાં જાય છે, તો પણ પછી તેઓ આસુરીય સ્થાનમાં કિલ્વિષિયા દેવ થાય છે, પ્રથમ બતાવ્યા પ્રમાણે જાણવું કે ત્યાંથી

ચવીને પાછા ઇંદ્રિયોના સ્વાદ લીધેલા હોવાથી મનુષ્ય ભવમા આવીને મુંગાપણું પામે છે, અને અજ્ઞાન અંધકારથી ભરેલા હોય છે, તેથી આ મિશ્રસ્થાન પણ અનાર્ય -અકેવલ અનૈયાયિક અને અનિર્વાણ છેવટે સર્વ દુખથી મુક્ત થવા રૂપ મોક્ષથી તેઓ દૂર છે, અને મિથ્યાભૂત હોવાથી સર્વથા અસાધુ (ત્યાગવા યોગ્ય) છે આ પ્રમાણે મિશ્રનો, ત્રીજો વિભાગ આ કહ્યો, હવે આ સ્થાનોને આશ્રય કરેલા વાદીઓને કહે છે, અથવા પૂર્વનો વિષયજ ખુલાસાથી કહે છે, તેમા પ્રથમ અધર્મ પક્ષનું સ્થાન કહે છે,

अहावरे पढमस्स ठाणस्स अधम्म पक्खस्स विभंगे एव माहिज्जइ--इह खलु पाईण वा ४ संतेगतिया मणुस्सा भवंति, गिहत्था महिच्छा महारंभा महापरिग्गहा अधम्मिया अधम्माणुया(ण्णा)अधम्मिट्ठा अधम्मक्खाई अधम्मपाय जीविणो अधम्मपलोई अधम्मपलज्जणा अधम्मसील समुदायारा अधम्मेणं चेव विति कप्पेमाणा विहरंति,

હવે પ્રથમના અધર્મ પક્ષના વિભાગનુ વિશેષણથી વર્ણન કરે છે પૂર્વ પશ્ચિમ ઉત્તર અને દક્ષિણ એમ ચારે દિશામાં મનુષ્યો હોય છે, અને તેમા મુખ્યત્વે ગૃહસ્થોજ હોય છે, જેમની મોટી ઇચ્છા તે રાજ્ય વૈભવ અને પરિવાર વિગેરેની છે, તે સર્વેથી શ્રેષ્ઠ મને મળે એવી ઇચ્છા અ ત કરણની પ્રવૃતિ (અભિલાષા) હોવાથી તેઓ મહેચ્છા કહેવાય છે, અને તે મેળવવા ખાતર મહાન આરભ કરનારા અને ઉંટ ઘોડા હાથીઓના કે બીજા જાનવરોના ટોળા રાખે છે, તથા ગાડી ગાડા ફેરવે છે, વળી એનીને માટે સાંઢ બળદ વિગેરેના પોષણ કરે છે, તેથી તેઓ મહારંભી છે, વળી તે બધાને ખાતિર મોટો પરિગ્રહ ધન ધાન્ય બેપગાં તે માણસ, ચોપગા જાનવર ઘર ખેતર વિગેરે રાખનારા છે, અને તેનાથી કદી પણ ઘટતાં નથી, તેથી તેઓને અધર્મથી ચાલવુ પડે છે, તેથી અધર્મીઓ છે, તથા પાપના કાર્યોમાં અનુમોદન કરવુ પડે તેથી અધર્મ અનુજ્ઞાવાળા છે, વળી નિર્દયતાથી કામ કરાવે માટે અધર્મિષ્ઠ છે, અધર્મનુંજ વર્ણન કરે, તેથી તે અધર્મ ખ્યાતા છે, વળી તેઓનુ જીવન અધર્મ માર્ગ પ્રાયે લાગેલુ હોય છે, વળી તેઓ લોભ વશથી અધર્મનેજ (હાથ મારવાનું) શોધતા હોય છે

વળી બાહ્ય આડંબરનું સુખ મળતુ હોવાથી તેમા રાજી હોવાથી અધર્મમા પ્રરક્ત છે, (ર અને લ તો એક અર્થ છે) તથા અધર્મનું શીલ–સ્વભાવ હોય છે, કે કોઈપણ

રીતે અધર્મથી દાવ સાધવો, વળી અધર્મરૂપ સમુદાચાર તે તેમના બધા અનુષ્ઠાનો (કર્ત્તવ્યો) હોવાથી અધર્મ શીલ સમુદાચારવાળા છે, વળી અધર્મની વૃત્તિ તે ડામ દેવા આંકા કરવા ખસી કરવી વિગેરે પાપના કૃત્યો કરવાના હોવાથી તેના વડે જીવન ગુજારનારા હોય છે,

हण छिंद भिंद विगत्तगा लोहिय पाणी चंडारुद्दा खुद्दा साहस्सिया उक्कुंचणवचण माया णियडि कूड कवड साइसंपओग वहुला दुस्सीला दुव्वया दुप्पडियाणंदा असाहू सव्वाओ पाणाइवायाओ अप्पडि विरया जावज्जीवाए जाव सव्वाओ परिग्गहाओ अप्पडिविरया जावज्जीवाए सव्वाओ कोहाओ जाव मिच्छा दंसण-सल्लाओ अप्पडिविरया,

હવે તે મનુષ્યોના પાપોનું વર્ણન કરે છે પોતે નિર્દયતાથી બોલે કે હણ, છેદ, ભેદ, વિગેરે બીજાને મારવાનું છેદવાનું ભેદવાનુ કહીને પોતે પણ હિંસાનાં કૃત્ય કરતા

રહીને બીજા પાસે કરાવવા ઉપદેશ કરે છે, લાકડી વડે હણાવે, છરી વડે કાન વિગેરે છેદાવે, ભાલા કે શૂળ વડે ભેદાવે તથા જીવોના ચામડાં જીવતા ઉતરાવે એથી તેમના હાથ લોહીથી ભરેલા હોય છે, સ્વભાવથી ચંડરૌદ્ર (ભયકર) તથા ક્ષુદ્ર-તુચ્છ સ્વભાવના ક્ષુદ્ર (હલકા) કૃત્ય કરાવનારા છે, તથા સાહસિક વિના વિચારે કામ કરનારા છે, ઉત્કુચન ઉર્ધ્વકુચન-તે શૂળીએ ચડાવવા જેવું તંત્ર રચે, વચન, ઠગાઈ, જેમ અભય કુમારને પ્રદ્યોત રાજાની ગુણકાએ ઠગ્યો, માયા-ઠગવાની બુદ્ધિ પ્રાયે વાણીયા માત્રમાં હોય છે, નિકૃતિ તે બગલાની માફક ઉપરથી ભલાઈ બતાવી ભીતરથી ગળા કાપે, (કુકડા વિગેરે બનાવી દંભથી પ્રધાન બનીને વાણીયો શ્રોત્રિયના આગળ સાધુ જેવો બનીને પોતાનું કામ કાઢી લે,) દેશ તથા ભાષા તથા વેષ બદલીને ઠગે તે કપટ છે, જેમ આષાડભૂતિ નટે જુદા જુદા વેષ પહેરીને આચાર્ય ઉપાધ્યાય સાધુ સમુદાય અને પોતાને માટે ચાર લાડુઆ એક ઘરથી ઠગીને લીધા, કૂડ-સીકો કે તોલ કે માપ વિગેરેને ઓછું વધતું કરીને બીજાને ઠગવો, આ બધા ઉત્કુંચન વિગેરે ઉપાયોમાં તત્પર છે, અથવા કસ્તૂરી વિગેરે મોંઘી વસ્તુમાં તેના જેવી બનાવટી વસ્તુ મેળવવી તે સાતિ સંપ્રયોગ બહુલા છે, અર્થાત્ સ્વાર્થ માટે હલકી વસ્તુનો ઉત્તમ વસ્તુમાં ભેગ કરે છે (જેમ હાલ દગો ચાલી રહ્યો છે) તેની ગાથા કહે છે

सो होइ सातिजोगो दव्वं ज उविहयण दव्वेसु
दोस गुणा वयणेसु य अत्थ विसंवायण कुणइ ॥१॥

સાતિયોગ–એટલે દ્રવ્યને બીજી વસ્તુ સાથે મેળવીને હલકીને ભારે કીમતની બનાવી દે, અને દોષોને ગુણો ઠરાવે, અને તેવા વચનોથી ગુણોને દોષો રૂપે ગણી કાઢ, અને મૂળ વસ્તુના વિષયને બદલી નાખે, આ બધા ઉત્કુંચન વિગેરે માયા શબ્દના પર્યાયો છે, જેમ ઈંદ્ર અને શક્રમા થોડો ભેદ છે, તેમ તે માયા વાચી શબ્દોમા પણ થોડો થોડો ભેદ છે, તેમ કપટ ક્રિયામા પણ થોડો થોડો ભેદ જાણવો

વળી તેઓ દુષ્ટ શીલવાળા છે, તેઓ ઘણા કાળના મિત્ર હોય તોપણ જલદીથી ને શત્રુરૂપ બની જાય છે, અને જુઠું બોલે છે, તેમનું અનુમાન દુખથી થાય છે, અર્થાત્ દારૂણ સ્વભાવના છે, તથા દુષ્ટ વ્રતવાળા છે,–એટલે માસ ન ખાવાનું થોડા દિવસનું વ્રત કરીને જ્યારે તે કાળ પૂરો થાય ત્યારે પાર્ણામા ઘણા જીવોનો ઘાત કરીને માસનું લ્હાણુ કરે, તેમજ રાત્રિભોજન વિગેરેનું દુષ્ટ વ્રત છે, જેમ મુસલમાન દહાડે ઉપવાસ કરીને રાતનાજ ખાય છે, તથા કેટલાક અજ્ઞાનદશાથી આ ભવમા તે વસ્તુઓ એટલા માટે છોડે છે કે આવતા ભવમા મધ દારૂ વિગેરે વધારે ખાઈશ એટલે નિયાણું કરીઆશા રાખીને વ્રત લે છે, તથા દુખે

કરીને તેમને આનંદ પેમાડાય છે, (તેમને કોઇ વાતે સંતોષ થતો નથી) તેનો સાર આ છે કે કોઇનું તેણે થોડું ભલું કર્યું હોય, તેનો બદલો વાળવા કોઇ ઇચ્છે, તો પોતે ગર્વમાં આવીને તેના ઉપકારને તુચ્છ ગણે છે, અથવા અર્થ આ છે કે કોઇએ તેમનો ઉપકાર કર્યો હોય, પણ જો પોતે તે વાત કબુલ કરે તો ફરી બદલો વાળવો પડે, માટે કામ થયું હોય તો પણ તેઓ દુષ્ટ બુદ્ધિથી નાઝ પાડે કે મારી ઇચ્છા પ્રમાણે થયું નથી, અને એમ પણ કહે 'કે મારૂં કામ બગાડી નાખ્યું છે, તે આવી આવી ભૂલો કરી છે,' તેનો શ્લોક કહે છે

प्रतिकर्तुमशक्तिष्ठा नराः पूर्वोपकारिणम्
दोषमुत्पाद्य गच्छन्ति मद्गुनामिव वायसाः

બદલો વાળી નહિ શકે બીજે કર્યો ઉપકાર
દોષ બતાવીને જતા કાકે જિણ સાર

જેથી ગુણોના ચાર તેવા પાપ કૃત્ય કરનારા અસાધુઓ (દુષ્ટ પુરૂષો) આખી જીંદગી સુધી જીવહિંસા વિગેરે પાપોથી ન છુટેલા વળી લોક નિંદા થાય તેવી બ્રહ્મહત્યા બાળહત્યા વિગેરેથી પણ ન ડરતા ખોટી સાક્ષી પુરીને બીજાનું સત્યાનાશ વાળવાથી પણ ન ડરતા સ્ત્રી બાળક વિગેરેના દ્રવ્યને પણ ચોરનારા પરસ્ત્રી વિગેરેના વ્યભિચારમાં તત્પર બધો પરિગ્રહમાં રક્ત તથા યોનિપોષક

(બીજી સ્ત્રીઓ પાસે અનાચાર કરાવી પૈસા પેદા કરવા) થી પણ ન ડરતા પાચ પ્રથમના મહાપાપો કરનારા છે, તથા ક્રોધમાન માયા લોભથી નિવૃત્ત (છુટા) ન થનારા તેજ પ્રમાણે રાગદ્વેષ કલહ ખોટુ તોહમત દેવું ચાડી કરવી તથા પરનિંદા અરતિરતિ (શોક હર્ષ) કપટ કરી જૂઠુ બોલવુ મિથ્યાત્વને ઉત્તેજન આપવુ, વિગેરે અસદનુષ્ઠાન (પાપો)થી જેઓ કદી પણ છુટતા નથી, જીદગી સુધી પાપ કર્યા પણ કરે છે,

सव्वाओ ण्हाणुम्मद्दण वण्ण गंध विलेवण सद्द फरिस रस रूव गंध मल्लालंकाराओ अप्पडिविरया जावजीवाए सव्वाओ सगड रह-जाण जुग्ग गिल्लि थिल्लि सिया संदमाणिया सयणासण जाण वाहणभोग भोयण पवित्थर विहीओ अप्पडिविरया जावजीवाए सव्वाओ कय विक्कय मासद्धमास रूवग संववहाराओ अप्पडिविरया जावजीवाए सव्वाओ हिरण्ण सुवण्ण धण

घण्ण मणि मोत्तिय संख सिलप्पवालाओ अप्पडिविरया, जावजीवाए सव्वाओ कूड तुल कूडमाणाओ अप्पडिविरया जावजीवाए सव्वाओ आरभ समारंभाओ अप्पडिविरया जावजीवाए सव्वाओ करण कारावणाओ अप्पडिविरया जा. स. पयण पयावणाओ अ वि. जा. स कुट्टण पिट्टण तज्जण ताडण वहबंध परिकिलेसाओ अ. वि जावज्जीवाए, जे आवण्णे तहप्पगारा सावज्जा अबोहिया कम्मंता परपाण परियावण करा जे अणारिए हि कज्जंति ततो अ. वि- जा- ज्जीवाए,

'તથા સ્નાનના બધા ભાગોથી છુટા પડ્યા નથી તે બતાવે છે, સ્નાન ઉન્મર્દન (તેલ ચોળવું) વર્ણક તે લોધ્રક ગંધ વિલેપન (ચંદન વિગેરે ચોપડવું) તેમ શબ્દ ગાયન સાંભળવા સ્પર્શ રૂડા ફરસની કોમળ વસ્તુઓ વાપરી,

રૂપ-મનોહર વસ્તુ સુગંધી તેલ અત્તર તથા ફૂલની માળાઓ તથા દાગીનાઓ વાપરી ભોગવિલાસી થવું,તે જ્યાં સુધી જીવમાં જીવન હોય ત્યાં સુધી આવા મોહક ભોગોથી તેઓ છૂટતા નથી,

વળી રીતે બધી ગાડા રથ વિગેરે વાહન યુગ્ય (મિયાનો) જિલ્લી (ડોળી) ઉંટનું વાહન, થિલ્લી તે વેગસર (ટટ્ટુ)ની જોડેલી બગી અથવા વહેલ, સિયા તે હાથીની અંબાડી, સંદ માનિયા, પાલખી, ચગી પ્રવારીઓ બીછાનાના તથા વાહન વિગેરેના ભોગ ભોગવવા તથા ભોજનના સ્વાદ લેતા તે પ્રતિદિન વધારે જાય, પણ તેનાથી કદી સંતોષ ન માને, ન તેનો મોહ છોડે, તેજ રીતે તે ભોગ વિલાસોને કાયમ રાખવા જીંદગી સુધી બધી રીતે તેને લેવાં વેચવાં, માનો અડધો માસો તેના તોલાથી તથા રૂપિયા વિગેરે નાણા વડે વેપાર કરવાથી છૂટતા નથી, તે પ્રમાણે ચાંદી સોનું ધન ધાન્ય હીરા પાના મોતી શંખ માણેક નીલમ વિગેરે તથા પગનાળા વિગેરે મોંઘી કીંમતી વસ્તુનો જીંદગી સુધી મોહ છોડતા નથી તથા લોભને વશ થઇ ખોટા તોલ માપથી જીંદગી સુધી દૂર થતા નથી, તેમજ ખેતીવાડી ઢોર પાળવા વિગેરે આરંભ સમારંભના કૃત્યો (ભીલો વિગેરે ચલાવવી) તેમાં કરવું કરાવવું તેનાથી જીંદગી સુધી છૂટતા નથી, તેજ પ્રમાણે રાધવું રંધાવવું ભઠ્ઠીઓ કરાવવી તથા ખાંડવું કુટાવવું પીટાવવું તર્જન કરવું, તાડન કરવું વધ બંધન વિગેરેથી મનુષ્ય તથા તિર્યંચોને ત્રાસ આપવો,

તેનાથી તે મુક્ત થતા નથી, હવે ટુકામા પતાવે છે વળી બીજા જે પ્રકારો વડે પ્રાણીઓને પીડા થાય તેવા કર્મના સમારભો કરે છે, તેઓ અબોધિક છે બોધિ સમકીત-તેનો અભાવ કરનારા છે, વળી પરના પ્રાણને પરિતાપ કરે છે એટલે ગાય આખલાને પકડવા બાધવા કેદીઓ પકડવા બાધવા કેદીઓ પકડવા ગામોનો નાશ કરવો કે જે અનાર્યના ક્રૂર કર્મો કરે છે, તેવા પાપોથી તેઓ જીદગી સુધી છૂટતા નથી હવે બીજી રીતે ઘણા પ્રકારના અધાર્મિક પદો બતાવે છે,

## से जहाणामए केइ पुरिसे कलम मसूर तिलमुग्ग मास निप्फाव कुलत्थ आलिसंदग पलिमंथगमादिएहि अयंते कूरे मिच्छादंडं पउंजंति.

જેમ કે આ વિચિત્ર સસારમા કેટલાક એવા પુરૂપો છે જે કલમ (ઉત્તમ જાતિના ચોખા) મસૂર (એક જાતિનુ કઠોળ) તલ મગ અડદ ચોળા કુલથી વિગેરે રાધવા રધાવવામા પોતાના તથા પારકા માટે અજયણાથી કાર્ય કરાવતા (જીભના સ્વાદ માટે) નિર્દય બનીને તે ધાનમા રહેલા જીવોને વિના કારણ મિથ્યા (વગર ગુન્હે) દંડ (શિક્ષા) આપે છે,

एवमेव तहप्पगार पुरिस जाए तित्तिर वट्टग लावग कवोत कविंजल मिय महिस वराह जाह्गोह कुम्म सिरिसिव माइिएहिं अयंते कूरे, मिच्छादडं पउंजंति

તેવીજ રીત દયા રહિત પુરૂષો જીવોની હિંસામા રમ્ન બનેલા છે, તેઓ તીતર બતક લાવક ખબુતર કપિંજલ મૃગ પાડો ભુંડ ગાડા ઘો કાચબો સાપ નોળીયા વિગેરેથી રમત ગમતમા અયનતાથી વગેરે ને તેમને દુખ દે છે,

जावि य मे बाहिरिया परिसा भवइ तंजहा दासेइ वा पेमेइ वा भयएइ वा भाइल्लेइ वा कम्मकरएइ वा भोग पुरिसेइ वा तेसिं-पि यणं अन्नयरंसि वा अहालहुगंसि अव-राहंसि सयमेव गरुयदंडं निवत्तेइ,

તે નિર્દય પુરૂષોનો પરિવાર પણ યથા રાજા તથા પ્રજા પ્રમાણે હોય છે, તે કહે છે, કે તેમની બહારની પરખદા પણ નિર્દય હોય છે, અને દુખી થાય છે, ઘરમા દાસ હોય, નોકર હોય ગુમાસ્તો હોય, પાણી લાવનાર હોય, તથા છઠો ભાગ આપીને ખેતી ખેડનારો ખેડુત હોય, કર્મકર-ઘરમા

ધાડી વિગેરે હોય, તથા ભોગી પુરૂષ (આગેવાન) હોય, તે બધા દેખાદેખી નિર્દય બની કોઈ અપરાધી તેમના હાથમા આવ્યો હોય તો થોડા અપરાધમા પણ મોટી શિક્ષા કરે છે, એટલે રાજાનો માનીતો કે શેઠનો માનીતો જે પુરૂષ હોય તે બીજાઓ જે દાસ વિગેરે સુનેહગાર હોય તેને બાપ ડાને કદાચ સાભળવામા ભૂલ થઇ હોય, તો કેવો હુકમ કરે તે બતાવે છે,

तंजहा १ इमं दंडेह २ इम मुंडेह ३ इमं तज्जेह ३ इमं तालेह ५ इमं अदुयबंधणं करेह ६ इमं नियल बंधणं करेह ७ इमं हडि बंधणं करेह ८ इमं चारग बंधणं करेह ९ इमं नियल जुयल संकोधिय मोडियं करेह १० इमं हत्थ छिन्नयं करेह १२ इमं पाय छिन्नयं करेह १२ इमं कन्न छिण्णयं करेह १३ इमं नक ओट्ठ सीस मुह छिन्नयं करेह १४ वेयग छहियं १५ अंग छहियं १६ पक्खा फोडियं करेह १७ इमं णयणुप्पाडियं

करेह १८ इमं दंसणुप्पाडियं १९ वसणुप्पाडियं २० जिब्भुप्पाडियं २१ ओलंबियं करेह २२ घसियं करेह २३ घोलियं करेह २४ सूलाइयं करेह २६ सूलाभिन्नयं करेह खारवत्तियं करेह २७ वज्झवत्तियं करेह २८ सीह पुच्छियग करेह २९ वसभ पुच्छियगं करेह ३० दवग्गि दड्ढयंगं ३१ कागणिमंस खावियगं ३२ भत्तपाण निरुद्धगं ३३ इमं जावजीवं वहबंधणं करेह इमं अन्नय रेणं असुभेणं कुमारेण मारेह॥

(૧) એને દંડો (૨) માથુ મુડી નાખો, (૩) તર્જના કરો, (૪) તાડના કરો, (૫) અહુય (એક) બ ધને બાધો (૬) એને-નિગડ (હેડ)મા નાખો (૭) હાડકામાથી બાધો, (૮) કેદખાનામા પુરો (૯) હેડમા ઘાલીને ગળામાં બેવડી સાકળ નાખી માથુ નીચુ રહે તેમ કરો, (૧૦) હાથ છેદો (૧૧) પગ છેદો, (૧૨) કાન છેદો (૧૩) નાક-હોઠ માથુ મોઢુ છેદો (૧૪) મુખ જોરથી-દોડાવો (૧૫) અંગને ઘસડો (૧૬) પસવાડામા પીરો, (૧૭) આખો ફોડી નાખો (૧૮),

गढिया अज्झोववन्ना जाव वासाइं चउ पंचमाइं छद्दसमाइं वा अप्पतरो वा भुज्जतरो वा कालं भुंजित्तु भोगभोगाइं पविसुइत्ता वेरायतणाइं संचिणित्ता बहुइं पावाइं कम्माइं उम्सन्नाइं संभारकडेण कम्मणा से जहामणाए अयगोलेइवा सेलगोलेइवा उदगंसि पक्खित्ते समाणे उदग तलमइवइत्ता अहे धरणितलपइट्ठाणे भवइ, एवमेव तहप्पगारे पुरिसजाते वज्जबहुले धूतबहुले पंकबहुले वेरबहुले अपत्तियबहुले दंभ बहुले णियडिबहुले साइबहुले अयसबहुले उसन्न तस पाणघाती काल मासे कालं किच्चा धरणि तलमइवइत्ता अहे णरगतलपइट्ठाणे भवइ ॥सू. ३५॥

तेओ विषय रसमां गृद्ध બનીને જે કરે છે તે બતાવે

છે, પૂર્વે બતાવેલા ક્રૂર સ્વભાવવાળા નિર્દયો ઘણો કાળ ક્રોધ રાખનારા પોતાની બાહ્ય અભ્ય તર પરખદા (નોકર તથા સગાવહાલા ) ને પણ નાક કાન વિગેરે કાપવા વડે દ ડ દેવાના સ્વભાવવાળા સ્રીના ભોગમા લોલુપી અથવા સ્રીના વિલાસવાળા ગાયન વિગેરે ભોગમા રક્ત બનેલા ગૃદ્ધ ઘેલા બનેલા તેમાજ ચિત્ત રાખનારા છે આ બધા વિશેષણો સહેજ ફેરવાળા છે, એમ જાણવુ, અર્થાત્ તેઓ બધા ભોગનેજ વાછનારાઓ છે, તેઓને પરલોકમા મારૂ શુ થશે, તે ભૂલી ગયેલા છે, ચાર પાચ છ સાત કે દશ વર્ષ ખરી જુવાનીમા ભોગ ભોગવીને ઘણો કાળ થાય છતા પણ ઇદ્રિયોના લોલૂપ પણાથી દારૂ-માસ તથા પરદારા સેવીને પણ સ તોષ ન થવાથી તેમા વિઘ્ન રૂપ જે હોય તે બીજાને પીડા ઉપજાવી કરીને નવા નવા વૈર બાધીને ઘણો કાળ નર્ક વિગેરેમા દુ ખ ભોગવવા રૂપ ચીકણા ક્રૂર કર્મ એકઠા કરીને ત્યા જઈને પીડાના સ્થાનોમા ચીરીવુ ફડાવું શાલ્મલીના ધારવાળા પાદડાના ઝાડ નીચે બેસવાનુ તથા ગરમ કરેલું તરવુ પીવાનુ મહા દુ ખવાળા આઠે કર્મના ફળ ભોગવવાનુ બાધી ફરસી એકઠુ કરી મજબુત બાધી તે એકઠા કરેલા કર્મ વડે પ્રેરાયલા કર્મથી ભારે બનેલા નરકના તળમા પહોચી જાય છે (જેમ અહીં પાપીઓ કેદ તથા મારના દુ ખ ભોગવે છે) આ પ્રમાણે આગળ પાછળનો સ બ ધ જોડી સમજવું કે પાપીઓ અહીંઆ ભોગનુ સુખ ભોગવી નરકમા પછી બહુ દુ ખ

ભોગવે છે, હવે બધા સમજી જાય તેવો સહેલો દૃષ્ટાન્ત આપે છે, જેમકે કોઈ લોહાનો કે પત્થરનો ગોળો પાણીમાં ફેંકતા પાણીનું પડ ભેદીને પૃથ્વીના તલ ઉપર નીચે બેસે છે, અર્થાત્ જેવી રીતે આ ભારે ગોળો પાણીમાંથી નીચે બેસે છે, તેમ વજ્ર જેવા ગાઢ ચીકણા કર્મ બાંધેલો આ જીવ કર્મના બોજાથી ભારે થએલો તથા પૂર્વના કર્મને ધૂત તે એકઠા કરેલા ઘણા કર્મના સમૂહવાળો પાપ રૂપ પંકથી ખુબ ખરડાયેલો અને નવા વૈર બાંધેલો તથા બીજા જીવોને દુષ્ટધ્યાન ની ચેષ્ટાથી અપ્રિય થયેલો તથા અધર્મી છતા ઉપરથી ધર્મનો દંભ બતાવનારો પરને ઠગવામા ઉત્કટ તથા નિકૃતિ માયા-વેષ કે ભાષા બદલીને બીજાને ઠગનારો સાતિશય તે અતિશે દ્રવ્ય ખર્ચીને બીજાના હીન ગુણવાળા દ્રવ્યનો સંયોગ કરનારો (પોતાનું દ્રવ્ય અર્પીને બીજાનું દ્રવ્ય લૂંટનારો) તથા અયશ પોતાના ખરાબ કૃત્યોથી નિંદા કરાવતો અર્થાત્ નિર્દયતાથી બીજાને વધારે પડતી અયોગ્ય શિક્ષા હાથ પગ વિગેરેને છેદન કરવાથી તથા અયોગ્ય કૃત્ય કરવાથી સર્વત્ર તેની અપકીર્તિ થાય છે, આ પ્રમાણે પાપ કરતો આયુ પૂરૂં થતા મરણ પામીને રત્નપ્રભા વિગેરે નરકના તળમા આ પૃથ્વીથી હજાર જોજન ઓળંગીને ત્યાં વસે છે, હવે નરકનું સ્વરૂપ બતાવે છે,

-ते णं णरगा अंतो वट्टा बाहिं चउरंसा अहे

खुरप्प संठाण संठिया णिच्चंधकार तमसा ववगय गह चंदसूर नक्खत्त जोडसप्पहा मेद वसा मंस रुहिर पूय पडल चिक्खिल्ल लित्ताणुलेवलतला असुई वीसा परम दुब्भिगंधा कण्हा अगणिवन्नाभा कक्खडफासा दुरहियासा असुभा णरगा असुभा णरएसु वेयणाओ ॥

તે સીમતક વિગેરે નરકના પડમા રહેલા મોટે ભાગે જે સ્થાનમા રહેલા છે તેનો આકાર અદરના મધ્ય ભાગમા ગોળાકાર બહાર ચોખૂંટા નીચે ખરપા જેવા સ્થાનમા રહેલા છે, આ સ્થાનો ફૂલો જેમ વીખરાયલા હોય તેમ તે સ્થાનો છુટા પડેલા છે, જે ઘણી સખ્યામા છે, તેને આશ્રયી જાણવુ પણ જે નારકીનાં સ્થાનો આવલિકા(શ્રેણિ)મા રહેલા છે, તે ગોળ ત્રિકોણ અને ચોખુણીયા છે, તે સ્થાનો હમેશા જ અધ બનાવનારા ધુમસથી ભરેલા છે, તેવો પાઠ છે, બન્નેનો અર્થ એ છે કે ઘોર અધારાવાળો સ્થાન છે, જેમ વરસાદના વાદળાથી આકાશમા અધારૂ વ્યાપ્યુ હોય અને તેમા અધારી રાત હોય, તેથી અધારૂ બહુ હોય, (પરસ્પર દેખી શકાય નહિ) વળી જેમ

આપણે અહીં દહાડે સૂર્યનો પ્રકાશ છે, રાતના ગ્રહચંદ્ર નક્ષત્રનો પ્રકાશ છે તેમ ત્યાં બધોજ કાળ તે ચંદ્ર સૂર્ય વિગેરેના અભાવથી અંધારૂં જ છે, વળી તે નરકની બીજી અનિષ્ટ સ્થિતિ બતાવે છે, મેદ શરીરમાં જે ખોટી જાડાઈ વધારે છે તે, વસા ગંદી ચરબી માંસ લોહી પાચ વિગેરેના સમૂહ છે, કોઈનું શરીર સડીને ગંધાતું હોય અને જેવો નિંદનીય દેખાવ હોય તેવું ત્યાં સદાએ બધા સ્થાનો ગંદી વસ્તુથી લેપાયલા અનુભવાય, વળી જેમ ઉકરડામાં વિષ્ટા અને પીશાબ વિગેરેથી ભીનું હોય તેમ ત્યાં ખરાબ વાસ આવ્યા કરે, તથા વિશ્ર-સર્વત્ર સડેલા કોહેલા માંસ ગંધાતા હોય તેના સરખો ગંદો કાદવ ભરેલો દેખાય, વળી અતિશે દુર્ગંધીવાળા એટલે કોહેલ ગોમાયુ (શીયાળ)ના કલેવરથી પણ ન સહન થાય તેવી દુર્ગંધવાળા છે, તથા કાળા ધુમાડાના ગોટા જેવો રંગ દેખાય, અને કર્કશ કરવતી કે કાનસ જેવો સ્પર્શ હોય, પગમાં લાગે તો લોઢાની બારીક ચુંક જેમ દુઃખ દે તેથી પણ વધારે ખરાબ ફરશ છે, વધારે શું કહીએ ? ઘણું દુઃખ ત્યાં રહેલા નારકીના જીવો ભોગવી રહેલા છે, પાંચે ઇંદ્રીયોના અશુભ વિષયો પાપોદયથી ભોગવે છે, ત્યાં અશુભ કર્મ કરનારા ઉગ્ર દંડ ખમવાને વીજળીના પડવાથી જે દુઃખ થાય તેવું અતીવ દુઃખ ભોગવવાવાળા શરીર ધારણ કરનારા ત્યાં ઉપજ્ઞ થાય છે,

**णो चेव णरएसु नेरइया णिद्दायंति वा**

पलायंति वा सुइं वा रतिं वा धितिं वा मतिं वा उवलभंते तेणं तत्थ उज्जलं विउलं पगाढं कडुयं कक्कसं चंडं दुक्खं दुग्गं तिव्वं दुरहियासं णेरइया वेयणं पच्चणुभवमाणा विहरंति ॥ सू-३६ ॥

તે વેદનાથી પીડાયલા તે નારક જીવો નરક સ્થાનોમા આખ ફરકે તેટલી વાર પણ નિદ્રા લેઈ શકતા નથી, તેમ એક ક્ષણને પણ આંખ મીચવા જેટલી પણ નિદ્રા લઇ શકતા નથી આથી એમ સમજવુ કે એટલુ બધું દુ ખ છે કે ત્યા તેને જરા પણ નિદ્રા આવતી નથી, આવી ઉજ્વળ અર્થાત્ ઘણી સખત વેદના અનુભવે છે, તે પણ વિપુલ પ્રગાઢ અતિ પ્રમાણુમા કડૂઆ કર્કશ ચડ દુ ખવાળી દુર્ગ (દુ ખથી સહન થાય) તેવી તિવ્ર કઠોર વેદનાને નારકીના જીવો ભોગવી રહ્યા છે, આ પ્રમાણે લોઢાનો કે પત્થરનો ભારે ગોળો પાણીમાથી નીચે જાય, તેમ આ પાપી જીવ મરીને નરકમા જઇ દુ ખ ભોગવે છે, હવે જલદી નીચે પડે તેવું બીજુ દૃષ્ટાન્ત સમજવા માટે બતાવે છે

से जहा णामए रुक्खे सिया पव्वयग्गे जाए

मूले छिन्ने अग्गे गरुए जओ णिण्णं जओ विसमं जओ दुग्गं तओ पवडति,

જેમ કોઇ ઝાડ પહાડના કિનારા ઉપર એક બાજુએ હોય તેનું થડ ભાગી જાય, તેના ડાળાનો ભાગ ઘણો ભારે હોય તેથી નમી જાય, વાકુ થાય અને વાયુનો ઝપાટો આવે કે તુર્ત તે પડી જાય (કેટલાકને તો મૂળમાથી પવન ઉખેડી નાખે છે,)

एवमेव तहप्पगारे पुरिसजाए गब्भातो गब्भं जम्मातो जम्मं माराओ मारं णरगाओ णरग दुक्खाओ दुक्खं दाहिणगामिए नेरइए कण्हपक्खिए आगमिस्साणं दुल्लभबोहिए यावि भवइ,

આ પ્રમાણે પાપી પુરૂષ પોતાના કરેલા પાપોથી એક ગર્ભમાથી બીજા ગર્ભમા એક જન્મથી બીજા જન્મમા એક વાર મરીને ફરી મરે એકવાર નરકમાથી નીકળી પાછો પાપ કરી નરકમા જાય, એક દુ ખમાથી છુટે બીજા દુ ખમા ફસાય તેમ દક્ષિણ દિશાના નરકમા કૃષ્ણ લેશ્યાવાળા નારકીમા જન્મે

અને વીતરાગ પ્રભુનો માર્ગ જે બોધિબીજ છે, તે તેને મળેલુ દુર્લભ થાય,

एसठाणे अणारिए अकेवले जाव असव्व दुक्खपहीणमग्गे एगंतमिच्छे असाहू पढमम्स ठाणस्स अधमपक्खस्स विभंगे एवमाहिए ॥ सू—३७॥

આ પ્રથમ સ્થાન અનાર્ય જેમા શુદ્ધ માર્ગ ન મળે, દુ ખરહિત ન થાય, એકાન્ત મિથ્યાત્વી હોય અસાધુ હોય, તેવુ અધર્મ સ્થાન અધર્મ પક્ષ બતાવનારો ભાગો કહ્યો,

अहावरे दोच्चस्स ठाणस्स धम्म पक्खस्स विभंगे एवमाहिज्जइ, इह खलु पाइणं ४ वा संतेगतिया मणुस्सा भवंति तं जहा अणारंभा अप्परिग्गहा धम्माणुया धम्मिट्ठा जाव धम्मेणं चेव वित्तिं कप्पेमाणा विहरंति, सुसीला सुव्वया सुप्पडियाणंदा सुसाहू

सव्वतो पाणातिवायाओ पडिविरिया जावज्जीवाए जाव जे यावन्ने तहप्पगारा सावज्जा अवोहिया कम्मंता परपाण परियावण करा कज्जंति ततो विपडिविरता जावज्जीवाए॥

હવે બીજુ ધર્મસ્થાન છે તેનો વિભાગ (સ્વરૂપ) આવી રીતે બતાવે છે, અહીં પૂર્વ દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિશા કે ખુણામા આવી રીતના મનુષ્યો વસે છે જેમને સાવદ્ય-પાપનો આરભ નથી તથા પરિગ્રહ ધન વિગેરે રાખતા નથી ધર્મ આરાધનારા ધર્મને અનુસરનારા ધર્મને ઇષ્ટ માનનારા તે જીદગી સુધી ધર્મવડે જીવન ગુજારે છે તેમજ સુશીલ સુવ્રતી સદ્દવર્ત્તનમા આનદ માનનારા સારા સાધુઓ સપૂર્ણ રીતે જીવહિંસાથી બચેલા છે, તેમ જૂઠ ચોરી દુરાચાર તથા પરિગ્રહથી બચેલા છે, વળી જેટલા =સાવદ્ય આરભો છે, અબોધિકછે, કર્મને બાધનારા છે, પરજીવને પીડા કરનારા જે કૃત્યો છે, તે બધાથી બચેલા છે,

से जहाणामए अणगारा भगवंतो ईरिया समिया भासा समिया एसणा समिया आयाण भंडमत्त णिक्खेवणासमिया

उच्चार पासवण खेल सिंघाण जल्ल पारिट्ठा
वणिया समिया मणसमिया वयसमिया
कायसमिया मणगुत्ता वयगुत्ता कायगुत्ता
गुत्ता गुत्तिंदिया गुत्तबंभयारी अकोहा
अमाणा अमाया अलोभा संता पसंता
उवसंता परिणिव्वुडा अणासवा अग्गंथा
छिन्नसोया निरुवलेवा कंसपाइवमुक्कतोया
संखो इव णिरंजणा जीव इव अपडिहय
गती गगणतलं पिव निरालंबणा वाउरिव
अपडिबद्धा सारदसलिलव सुद्धहियया
पुक्खरपत्तं व निरुवलेवा कुम्मोइव गुत्तिं-
दिया विहगइव विप्पमुक्का खग्गि विसाणं
व एगजाया भारंड पक्खीव अप्पमत्ता
कुंजरो इव सोंडीरा वसभोइव जातत्थामा

सीहो इव दुद्धरिसा मंदरो इव अप्पकंपा सागरो इव गंभीरा चंदो इव सोमलेसा सूरोइव दित्ततेया जच्च कंचणग व जातरूवा वसुंधरा इव सव्वफासविसहा सुहुयहुयासणो विव तेयसा जलंता ॥

હવે બીજી રીતે સાધુના ગુણો બતાવે છે, કેટલાક ઉત્તમ સઘયણવાળા સાધુઓ ધૈર્ય અને બળ ધરાવનારા હોય છે, તે ઈર્યા સમિતિ ભાષા એષણા આદાન ભડમત્તનિ ક્ખેવણા સમિતિ તથા ઉચ્ચાર પાસવણ વિગેરે પારિઠાવણીયા સમિતિ એવી પાચે સમિતિ પાલનારા છે મન વચન, કાયા સમિતિવાળા છે, તે પ્રમાણે મન વચન અને કાયાથી ગુપ્ત છે, (પાપને આવવા દેતા નથી) ઇદ્રિયો ગુપ્ત (વશ) રાખે છે બ્રહ્મચર્ય ગુપ્ત (સારી રીતે) રાખે છે, તે પ્રમાણે અક્રોધી, અમાની, અમાયી, અલોભી છે, શાત, પ્રશાત, ઉપશાત તથા પરિનિવૃત્ત (દરેક પ્રકારે મોહથી મુક્ત) છે, પાપાશ્રવ આવવા દેતા નથી, ગ્રથ (દ્રવ્ય) રાખતા નથી શ્રોત (સસાર કલેશ) ને છેદી નાખેલ છે, ઉપ લેપ (મૂર્છા) કાઢી નાખેલ છે, જેમ કાસાના વાસણમા પાણીનો લેપ ન હોય તેમ પોતે ગૃદ્ધિથી રહિત છે, શખમા

જેમ મેલ ન રહે તેમ આ સાધુઓ કર્મ મેલ રહિત છે, જીવ જેમ કોઈ જગ્યાએ રોકાયા વિના જાય છે, તેમ આ સાધુ મૂર્છા રાખ્યા વિના વિહાર કરે છે, જેમ આકાશ અદ્ધર છે તેમ પોતે કોઈનું આલંબન (આશરો) માગતા નથી, વાયુ જેમ બંધાતો નથી, તેમ આ સાધુઓ કયાંય મમતથી બંધાતા નથી શરદ ઋતુ (આસો મહિના) માં જેમ પાણી નિર્મળ હોય તેમ આ સાધુઓનું હૃદય નિર્મળ છે, કમળનું પાંદડું જેમ લેપ રહિત છે, તેમ આ લેપ રહિત છે, કાચબા માફક ઇંદ્રિયો ગુપ્ત રાખનારા છે, પક્ષી માફક પોટલું બાંધવાથી રહિત છે, ખડગી (ગેંડા) ના એક શીંગડા માફક એકલા જાતે રહેનારા ભારંડ પક્ષી માફક અપ્રમાદી, હાથી માફક શૌંડીર (બળવાળા) બળદ માફક બોજો ખેંચનારા સિંહ માફક નહિ ડરનારા મેરૂ પર્વત માફક કંપે નહિ તેવા સાગર માફક ગંભીર ચંદ્ર માફક શાંત પ્રકાશ કરનારા સૂર્ય માફક તેજસ્વી ઉત્તમ સોના માફક દેદીપ્યમાન પૃથ્વી માફક સર્વ સ્પર્શ સહન કરનારા ઘી વિગેરે નાખતાં જેમ અગ્નિનાં બળતા તેજ નીકળે, તેમ આ સાધુઓ તપતેજથી તેજસ્વી છે, આ બધું વર્ણન ઉવવાઈ સૂત્ર જે આચારાંગનું ઉપાંગ છે તેમાં મહાવીર પ્રભુ વિગેરેનું જેવું વર્ણન કર્યું છે તેવું અહીં સાધુઓના ગુણો સંબંધી જ્યાં સુધી અગ્નિમાં ઘી નાખતાં તેજસ્વી હોવાનું કહ્યું તેવું તેજ સાધુનું હોય તે બતાવ્યું

**णत्थि णं तेसिं भगवंताणं कत्थ वि- पडिबंधे भवइ, से पडिबंधे चउव्विहे पण्णत्ते, तंजहा अंडएइवा पोयएइवा उग्गहेइवा पग्गहेइवा जन्नं जन्नंदिसं इच्छंति तन्नं तन्नं- दिसं अपडिबंधा सूइभूया लहुभूया अप्प- गंथा संजमेणं तवसा अप्पाणं भावेमाणा विहरंति ॥**

આવા સાધુઓને કયાય પણ મમત્વનો પ્રતિબંધ નથી, તે પ્રતિબંધ ચાર પ્રકારનો છે, (૧) ઇંડા તે મોર વિગેરે પક્ષીના સુંદર હોય તથા ૨ પોતતે હાથી વિગેરેના બાળક સુંદર હોય તો તેના ઉપર મમત્વ થાય, અથવા અંડજ–તે શણ વિગેરેના કપડા તથા પોડજ તે કપાસ વિગેરેના કપડા સુંદર હોય તો મમત્વ થાય, (૩) અવગ્રહ તે પાટ–પાટલા મકાન વિગેરે અનુકુળ હોય, તો મમત્વ થાય, (૪) પ્રગ્રહ– જે વસ્ત્ર વિગેરે પાસે હોય તથા નવા લેવા હોય તો મમત્વ થાય, આ ચાર પ્રકારનો મમત્વ છોડી જેવુ મળે તેવુ વાપરી અને પ્રતિબંધ ન કરતા બરોબર વિચરે, સૂચિભૂત–તે આત્માને નિર્મળ કરેલા અથવા સૂત્ર સિદ્ધાંત ભણી ગણીને તૈયાર

થયેલા તથા લઘુભુત-તે જોઇએ તેટલીજ ઉપધિ રાખનારા અથવા અહુંકાર રહિત, અલ્પગ્રંથ-કોઇ જાતની ગાઠડી બાંધવા વિના અથવા દ્રવ્ય મમત્વ છોડીને ફકત ઇંદ્રી તથા મનને વશ કરીને વિચરનારા તથા તપશ્ચર્યાથી કર્મને નાશ કરનારા આત્માના નિર્મળ ગુણો જ્ઞાન દર્શન ચારિત્રને ભાવતા વિચરે,

तेसि णं भगवंताणं इमा एतारूवा जाया माया वित्तिहोत्था तंजहा–चउत्थे भत्ते छट्ठे भत्ते अट्ठमे भत्ते दसमे भत्ते दुवालसमे भत्ते चउदसमे भत्ते अद्धमासिए भत्ते मासिए भत्ते दोमासिए तिमासिए चाउम्मासिए पंचमासिए छम्मासिए अदुत्तरं च णं उक्खित्त चरया णिक्खित्त चरया उक्खित्त णिक्खित्त चरगा अंत चरगा पंत चरगा लूह चरगा समुदाण चरगा संसट्ठ चरगा असंसट्ठ चरगा तज्जातसंसट्ठ चरगा दिट्ठ-

लाभिया अदिट्ठलाभिया पुट्ठलाभिया अपुट्ठलाभिया भिक्खलाभिया अभिक्खलाभिया अन्नाय चरगा उवनिहिया संखादत्तिया परिमित पिंडवाइया सुद्धेसणिया अंताहारा पंताहारा अरसाहारा विरसाहारा लूहाहारा तुच्छाहारा अंतजीवी पंतजीवी आयंबिलिया पुरिमड्ढिया निव्विगइया अमज्जमंसासिणो णोणियामरसभोई ठाणाइया पडिमाठाणाइया उक्कडु आसणिया णेसज्जिया वीरासणिया दंडायतिया लगंडसाइणो अप्पाउडा अगत्तया अकंडुया अणिट्ठुहा एवं जहोववाइए धुत केसमंसु रोमनहा सव्वगाय पडिकम्म विप्पमुक्का चिटंति ॥

તે મોક્ષગામી ઉત્તમ સાધુ ભગવતોને સયમના નિર્વાહ
માટે આવી રીતની વૃત્તિ છે તે તપશ્ચર્યાની વિગત–એક, બે
ત્રણ ચાર પાચ છ ઉપવાસથી વધીને પદર દિન બે માસી
ત્રણ માસી ચોમાસી પચમાસી છમાસી તપ કરે, ફરે
પારણે ગોચરી લે તે આ પ્રમાણે ગૃહસ્થે પોતાના માં
હાડલીમાથી રસોઇ કાઢી હોય, તે લે, અને પીરસતા વધેલ
વાસણમા પાછી નાખતા લે, તેજ પ્રમાણે કાઢેલી અને પાછ
નાખેલી રસોઈ લે, જે સસતુ અનાજ રાધેલુ હોય તે લે
પત આહાર–તે ખાઇ રહ્યા પછી જે વધે તે લે, લૂખુ અનાજ
લે, સમુદાણ ચરગા તે એક ઘરનુ બોજારૂપ થઇ ન ક
પણ થોડુ થોડુ બધેથી લે, સસટ્ઠ ચરગા, એટલે ખરડેલ
હાથવાળાનુ લે, અસ–ખરડેલા હાથ ન હોય તોપણ તે
માટે આહાર કાઢતો હોય તો લે, તજ્જાત સ–એટલે
વસ્તુ પોતાને લેવી હોય તે વસ્તુથીજ હાથ, રોઇ વિગે
ખરડેલી હોય તે લે, નજરે દેખી હોય તે વસ્તુ લે
દેખી હોય તેવી શુદ્ધ વસ્તુ હોય તે પણ લે, જરૂરની વગ
પૂછીને લે, અને વગર પૂછે પણ શુદ્ધ વસ્તુ આપે તે,
ભિક્ષામા શુદ્ધ ગોચરી લેનારા, શુદ્ધ ગોચરી ન મળે
લીધા વિના સતોષથી ચલાવી લે, પણ અશુદ્ધ ન
ઓળખાણ આપ્યા વિના ગોચરી લેનારા, જાણીતા પ્રેર
તેડુ કરે તેને ઘેર ન જાય, ટણાનીપ્રતમા અગીલસ ચરગ
માઠ છે, તે અભિગ્રહ પ્રમાણે ગોચરી ન મળે તો દીન સે

ન કરે, તેમ ઠંડો ઉનો આહાર મળે તો ખેદ ન કરે, ઉવનિ હિયા–નજીક આહાર આણેલ હોય તે લેનારા અ તાહારા–હલકુ અનાજ રાધેલુ હોય તે લે, પ્રાત–વધેલુ હોય તે આહાર ઉપર જીવનારા આહારમા કોઈપણ જાતનો રસ (સ્વાદ) ન કરે, વિરસાહારા અસ્વાદિષ્ટ હોય તે પણ લે, લૂખુ લેનારા તુચ્છ વસ્તુ હોય તેના ઉપર નિર્વાહ કરે, અ તજીવી ગરીબ ઘરો ઉપર આજીવિકા કરે, પ તજીવી, ફેકી દેવા જેવા પદાર્થથી જીવન ગુજારે, અને ત્યા સુધી રોજ આબીલ કરે, અને ત્યા સુધી રોજ મધ્યાન્હે ગોચરી કરે, અને ત્યા સુધી વિગઇ દૂધ વિગેરે ન વાપરે, ભૂલથી પણ કોઇ માસ મદિરાનુ ભોજન કે પાણી ન આપી દે તે ખ્યાલ રાખ-નારા અને તેવુ અધમ ભોજન પાન આવ્યુ હોય તો તે ન ખાનારા પરઠવી દેનારા તથા ઓછુ ખાઈને અપ્રમાદી રહે નારા ભણી ગણીને તૈયાર થયા પછી કાઉસગ્ગમા રહેનારા સાધુની બાર પ્રતિમા વહેનારા હમેશા ઉત્કટ આસને બેસ નારા નિસદ્યા તે અદ્ધર બેસનારા વીરાસને બેસનારા દ ડાસને બેસનારા લગડસાઇ–વાકા લાકડા માફક સુએ અથવા માથું નીચે પગ ઉંચા રાખી સુએ, ગરમીમા આતાપના લેનારા શીયાળામા કપડુ ન રાખનારા અગત્તયા (શરીર મોહરહિત) ખણુજ ન ખણનારા શરીરની મદવાડ વિગેરેમા દવા ન કર-નારા તથા છેવટે દાઢી મૂછ બગલ કે બીજાવાળો કે નખ તરફ લક્ષ ન રાખે, અને શરીર પાતળુ જાડુ દુર્બળ કે

ભગવાન; શોભિત કે અશોભિત તે બધી વાતોથી દૂર રહી નિશ્ચિત રીતે આત્માનું ધ્યાન કરનારા છે,

तेणं एतेणं विहारेणं विहरमाणा वहूइं वासाइं सामन्न परियागं पाउणंति पाउणित्ता वहुवहु आवाहंसि उप्पन्नंसि वा अणुप्पन्नंसि वा वहूइं भत्ताइं पच्चक्खन्ति पच्चक्खाइत्ता वहूइं भत्ताइं अणसणाए छेदिंति अणसणाए छेदित्ता जस्सट्टाए कीरति नग्गभावे मुंडभावे अण्हाणभावे अदंतवणगे अछत्तए अणोवाहणए भूमिसेज्जा फलगसेज्जा कट्ठसेज्जा केसलोए वंभचेरवासे परघरपवेसे लद्धावलद्धे माणा व माणाओ हीलणाओ निंदणाओ खिंसणाओ गरहणाओ तज्जणाओ तालणाओ

एगच्चाए पुणएगे भयंतारो भवंति अवरे- पुण पुव्वकम्मा वसेसेणं कालमासे कालं किच्चा, अन्नयरेसु देवलोएसु देवत्ताए उववत्तारो भवंति. तं जहा महड्ढिएसु महज्जुतिएसु महापरक्कमेसु महाजसेसु महाबलेसु महासुभावेसु महासुक्खेसु ते णं तत्थदेवा भवंति महड्ढिया महज्जुतिया जाव महासुक्खाहार विराइय वच्छा कडग तुडिय थंभिय भुया अगय कुंडलमट्ट गडयल कन्न पीढधारी विचित्तहत्थाभरणा विचित्त माला मउलिमउडा कल्लाणगंध पवरवत्थ परिहिया कल्लाणगं पवर मल्लाणु लेवणधरा भासुरबोंदी पलंबवणमालधरा दिव्वेणं रूवेणं दिव्वेणं वन्नेणं दिव्वेणं गधेणं दिव्वेणं

फासेणं दिव्वेण संघाएणं दिव्वेणं संठाणेणं दिव्वाए इड्ढीए दिव्वाए जुत्तीए दिव्वाए पभाए दिव्वाए छायाए दिव्वाए अच्चाए दिव्वेणं तेएण दिव्वाए लेसाए दसदिसाओ उज्जोवेमाणा पभासेमाणा गइकल्लाणा ठिइ-कल्लाणा आगमेसि भद्दया यावि भवंति, एसठाणे आयरिए जाव सव्वदुक्ख पहीण मग्गे एगंतसम्मे सुसाहू ! दोच्चस्स ठाणस्स धम्म पक्खस्स विभंगे एवमाहिए ।सू ३८।

તેવા ઉત્તમ સાધુને એક અર્ચા–શરીર હોય છે, અર્થાત્ ચરમ શરીરી હોવાથી તે ભવમા કેવળજ્ઞાન પામી મોક્ષમા જાય છે, પણ જો થોડા કર્મ ભોગવવા બાકી રહ્યા હોય તો ઉચ્ચ કોટીના વૈમાનિક દેવલોકમા ઉત્પન્ન થાય છે, ત્યા તે ઇંદ્ર થાય છે, તેને સામાનિક ત્રાયત્રિંશક લોકપાલ આત્મ રક્ષક તથા પરખદાના દેવો તથા દેવીઓ સેવામા હોય છે, પણ તેઓ આભિયોગિક ( સેવક ) દેવતામા કે કિલ્વિષિયા (ભગી જેવા) દેવતામા ઉત્પન્ન થતા નથી, (ટીકાના દશ

હજાર શ્લોકનું ભાષાંતર પુરૂં થયું) હવે તે ઇંદ્રની રિદ્ધિ બતાવે છે, ત્યાં મોટી ઋદ્ધિ દ્યુતિ પરાક્રમ જશરેખા બળ પ્રભાવ અને સુખ હોય છે, તે ઋદ્ધિથી સુખ સુધીના બધા ગુણો તેમને હોય છે, તેમનું શરીર આભૂષણોથી શોભે છે તે કહે છે, હારોથી ગળુ તથા છાતી શોભે છે, કડાં તથા ત્રુટિત હાથ તથા ભુજામાં શોભે છે અંગદ ( ) તથા કુંડળથી ગાલ તથા કાન શોભે છે, હાથ તથા આંગળીમાં જુદાં જુદાં ઘરેણાં હોય છે, નવા વસ્ત્રો પહેરેલા હોય છે, તેવાજ સુંદર ફુલોની માળા તથા શરીર ઉપર વિલેપન કરેલા હોય છે, દેદીપ્યમાન શરીર હોય છે, તેમાં લાંબી લટકતી માળાઓ પહેરેલી હોય છે, તેમનું તેજસ્વીરૂપ વર્ણ ગંધ સ્પર્શ સંઘાતન સંસ્થાન (આકાર) તથા ઋદ્ધિ દ્યુતિ પ્રભા છાયા (કાંતિ) અર્ચા તેજ અને લેશ્યાથી શોભિત હોવાથી દશે દિશાઓમાં ઉદ્યોત કરતા પ્રભાસવાળી કરનારા હોય છે, તેમની ગતિ સ્થિતિ કલ્યાણ કરનારી છે, તેમ ભવિષ્યમાં પણ ભદ્રક તે મનુષ્ય જન્મ સારા કુળમાં સુધર્મ પામી મોક્ષે જનારા છે, આ સ્થાન એકાંતથી હિતકારક આરામાં સારૂં છે, આ પ્રમાણે મોક્ષમાં જવાનું ધર્મપક્ષનું બીજું સ્થાન છે તેનો વિભાગ ખુલાસાવાર બતાવ્યો,

अहावरे तच्चस्स ठाणस्स मीसगस्स

विभंगे एवमाहिज्जइ इह खलु पाईणं वा ४ संतेगतिया मणुस्सा भवंति तं जहा अप्पिच्छा अप्पारंभा अप्प परिग्गहा धम्मिया धम्माणुया जाव धम्मेण चेव वित्तिं कप्पेमाणा विहरति सुसीला सुव्वया सुपडियाणदा साहू एगच्चाओ पाणाइवायाओ पडिविरता जावजीवाए एगच्चाओ अप्पडिविरया जाव जे यावण्णे तहप्पगारा सावज्जा अवोहिया कम्मता परपाण परितावणकरा कज्जंति ततोवि एगच्चाओ अप्पडिविरया ॥

હવે ત્રીજા મિશ્રસ્થાનનો વિભાગ સમજાવે છે, આ મિશ્ર વિભાગ છે તેથી તેમા ધર્મ તથા અધર્મ સમાય છે, તોપણ તેમાં ધર્મ તત્વ વિશેષ હોવાથી ધાર્મિક પક્ષમા તેનો સમાવેશ થાય છે, જેમા ઘણા ગુણો છે તેમા અલ્પ દોષ હોય તો બધાને દૂષિત કરી શકતો નથી, જેમકે

ચંદ્રની ચાંદણીમાં ચંદ્રનું કલંક વિઘ્ન કરી શકતું નથી, તેમ ધર્મનો ઘણો અંશ હોય તો અધર્મનો થોડો અંશ અધર્મી બનાવી શકતો નથી માટે તે ધર્મી પક્ષ છે તે કહે છે, આ જગતમાં પૂર્વ વિગેરે ચાર દિશામાં કેટલાક શુભ કર્મી મનુષ્યો હોય છે, તે આ પ્રમાણે—થોડા પરિગ્રહની જેમને ઇચ્છા છે, તેથી થોડો આરંભ તેમને હોય છે, વળી તેમની અંતઃકરણની પ્રવૃત્તિ ધાર્મિક હોવાથી સુશીલ (સદાચારી) હોય છે, વળી સુવ્રત (સારાવ્રત) પાળીને તેમાં આનંદ માનનારા સાધુ (ઉત્તમ ગૃહસ્થો) હોય છે, એટલે મુનિવર જેવા મહાવ્રત લેઇ ન શકવાથી સ્થૂળથી બનતા પ્રમાણમાં પાપથી મુકત હોય છે, અને જોઇએ તે પ્રમાણે જીવદયા ત્રસકાયની પાળે , અને સ્થાવર કાયની પણ જયણા રાખે છે તેનો દુરૂપયોગ કરતા નથી, આ પ્રમાણે સત્ય બોલવું, ચોરી ન કરવી, પરસ્રી ત્યાગવી, સ્વસ્રીમાં પણ પર્વતિથિએ સંતોષ અને પરિગ્રહ પણ પ્રમાણ સહિત રાખે છે, વળી કોઇને શંકા થાય છે, આ સામાન્ય રીતે હશે, પણ તેમ નહિ, પણ ધર્મમાં દૃઢ ધર્મ માર્ગે ચાલનારા અને ધર્મને લક્ષમાં રાખે છે, તેજ પ્રમાણે લોભથી મહા પાપારંભ કરતા નરકે જવાય તેવા યંત્રપીલન નિર્લાછન ખેતીવાડી વિગેરેથી પરપીડાના કૃત્યથી દૂર રહી ફક્ત લેવું વેચવું તેવા વેપારથી જીવન ગુજારે છે, તેને વિશેષ પ્રકારે બતાવે છે

से जहाणामए समाणोवासगा भवंति अभिगय जीवा जीवा उवलद्ध पुण्णपावा, आसव संवर वेयणा णिज्जरा किरिया हिगरण बंधमोक्ख कुसला असहेज्ज देवासुर नाग सुवण्ण जक्ख रक्खस किन्नरकिं गरूल गधव्व महोरगाइएहि देवगणेहिं निग्गंथाओ पावयणाओ अणइक्कमणिज्जा इणमेव निग्गंथे पावयणे णिस्संकिया णिकंखिया निव्वितिगिच्छा लद्धत्था गहियट्ठा पुच्छियट्ठा विणिच्छियट्ठा अभिगयट्ठा अट्ठिमिज पेम्माणु रागरत्ता अयमाउसो ! निग्गथे पावयणे अट्ठे अयं परमट्ठे सें सेंअणट्ठे उसिय फलिहा अवंगुय दुवारा

अचियत्ततेउर परघरपवेसा चाउद्दसट्ठ
मुद्दिट्ठ पुण्णि मासिणीसु पडिपुन्नं पोसहं
सम्मं अणुपालेमाणा समणे निग्गंथे फासु
एसणिज्जेण असणपाण खाइम साइमेणं
वत्थ पडिग्गह कंबल पाय पुंछणेणं ओसह
भेसज्जेणं पीठ फलग सेज्जा संथारएणं
पडिलाभेमाणा बहूहिं सीलव्वय गुण वेर
मण पच्चक्खाण पोसहोववासेहिं अहा
परिग्गहेहिं तवो कम्मेहिं अप्पाणं भावेमाणा
विहरंति ॥

તેઓના વિશેષ ગુણોને બતાવે છે, તે ધર્માત્મા શ્રાવકો વિશેષ પ્રકારે ધર્મનું તત્વ સમજવા શ્રમણ (સાધુઓ)ની ઉપાસના કરે છે માટે શ્રમણોપાસક છે, તે સાધુઓની ઉપાસના કરવાથી જીવ અજીવનું તથા પુણ્ય પાપનું સ્વરૂપ સમજનારા છે, (જે સમયે આ ટીકા રચાણી તે વખતે સૂત્ર પાઠોમા ફેરફાર હતો, પૂર્વની ટીકા સાથે મળતા બધા

। પાઠો મળતા ન હોવાથી અમે એક સૂત્ર પાઠ લઈ
ા કરી છે તેમાં કોઈ જગ્યાએ સૂત્રોમાં ફેરફાર દેખાય
વ્યામોહ ન કરવો પણ ઉચિત રીતે સાર ગ્રહણ કરવો)
। તે શ્રાવકો આશ્રવ સંવર વેદના નિર્જરા ક્રિયા અધિ
ણ તથા બંધ મોક્ષનું સ્વરૂપ પણ સમજેલા છે, તેથી
કારી વિષય વાસનાથી કોઇ લલચાવે તો તેઓ મેરૂ
ત માફક નિશ્ચલ હી અરિહંતના માર્ગમાં દૃઢ શ્રદ્ધાવાળા
આ વિષય સુખવી સમજાય માટે એક કથા કહે છે,
ગૃહ નગરમાં એક બાવો વિદ્યામંત્ર ઔષધિથી કાર્ય
દ્ધ કરનારો વસે છે તે વિદ્યા વિગેરેથી શહેરમાં ફરીને
રૂપાળી સ્ત્રી હોય તેને અદ્ધર ઉડાવીને લઇ જાય છે,
ી શહેરના લોકોએ રાજાને ફર્યાદ કરી કે શહેરમાંથી
જે જુવાન રૂપાળી સ્ત્રીઓ હોય તે કોઇ અદૃશ્ય રીતે
રી જાય છે અને તેને ન ગમે તેજ સ્ત્રી શહેરમાં [illegible]
માટે કૃપા કરીને તે ચોર અને અમારી સ્ત્રી[illegible]
ો લગાડો, અને તેનો બંદોબસ્ત કરો, [illegible]
ને દીલાસો આપીને કહ્યું કે તમે નિર્ભય [illegible]
પીયો તથા સ્ત્રીઓનો પત્તો લગાડું છું, [illegible]
રસોમાં તપાસ કરતાં તે ચોર નહિ મળે [illegible]
ારા દુઃખની ખાતર જીવતા અગ્નિમાં [illegible]
મોએ રાજાની પ્રતિજ્ઞા સાંભળીને શહેરના [illegible]
ીને ઘેર ગયા, રાજાએ તેમના ગયા પછી [illegible]

નાયકો ગોઠવ્યા, અને રાતના ગુપ્ત રીતે એકલો હાથમા તલવાર રાખીને શોધવા નીકળ્યો, પણ આ ચોરનો ક્યાય પત્તો ન લાગો, રાજાએ પાચમે દિવસે રાતે હોશીયારીથી શોધતા ભોજન નાગરવેલનું પાન સુગધી તથા માળાથી યુક્ત બનેલો તે બાવો દેખાયો, રાજાએ તેના પછવાડે જઈને નગરની બહાર ઉદ્યાનમા ઝાડના થડના પોલાણમા થઈને ગુફામા પેઠેલા બાવાને મારી નાખ્યો, અને જે સ્ત્રીએ ગુફામા પુરેલી હતી તે બધીને સૌ સૌની સોપી દીધી, તેમા એક જુવાન સ્ત્રીને તે બાવાએ દવાઓથી એવી પરવશ કરેલી કે તેને તેના પતિને સોપવા છતાં પણ તે સ્ત્રી ધણીને ચાહતી ન હોની તેના પતિએ જાણીતા માણસોને તેનો ઉપાય પૂછયો, તેમણે કહ્યુ કે તે બાવાના હાડકા દૂધ સાથે ઘસીને તે સ્ત્રીને પાઓ તો બાવા ઉપરનો પ્રેમ દૂર થશે, તેથી હાડકાન ઘસીને તેને પાના બાવા ઉપરનો મોહ દૂર થયો, અને પતિમા રક્ત થઈ, જેવી રીતે આ સ્ત્રી બાવાને ચાહતી અને તેમાજ લીન થયેલી કે હાડકામા પણ તેનો પ્રેમ હતો, અને બાવા સિવાય બીજાને ન ચાહતી તેમ શ્રાવકજન ખુબ સારી રીતે તત્વ સમજીને જો જૈન ધર્મમા દૃઢ થયો હોય તો સારી સમ્યકત્વની વાસનાને લીધે તે, ઢાગી મતોમા ફસે નહિ, વળી તે દૃઢ શ્રાવકોના ગુણો બતાવે છે, તેઓ દેવોથી ન ચળે તે દેવોમા સુર નાગ સુવર્ણ જક્ષ રાક્ષસ કિન્નર કિંપુરૂષ ગરૂડ ગંધર્વ મહોરગ

વિગેરે પોતાની રિદ્ધિથી લલચાવે, કે ભય બતાવે, છતા ન લોભાય ન ડરે, પણ મહાવીર પ્રભુના કહેલા સિદ્ધાતના તત્વોને ન છોડે, પણ જૈન સિદ્ધાતના અર્થ (વિષય)ને પામેલા, હૃદયમા ઉતરેલા ન સમજાય ત્યા પુછનારા અને સમજીને નિશ્ચય કરનારા સમજ્યા પછી હાડકાના માવામા પ્રવેશ કરાવનારા અને દૃઢ રાગ ધરનારા છે, ગુરૂ શિષ્યને કહે છે કે લાબા આયુવાળા શિષ્ય! તેઓ એમ સમજે છે કે આ જિનેશ્વરનું કથન છે તેજ આ પરમાર્થનો વિષય છે, બાકી બધુ નિષ્ફળ છે, જેમ સ્ફટિક રતન નિર્મળ છે તેમ આ જૈન સિદ્ધાત સમજીને મોહમળને દૂર કરી નિર્મળ મનવાળા બન્યા છે અને જૈન સિદ્ધાતમાજ તેમને આનદ અને સતોષ પ્રાપ્ત થયેલ છે, અને બધા દર્શનવાળા કે અજૈનો માટે પણ દરવાજા ખુલ્લા રાખેલા છે, (ધર્મ સમજે અને ઉચિત મદદ મેળવો)

નેમ અજાણ્યા ધર્મ દ્વેષીઓના ઘર ત્યાગેલા છે, જેમ રાજાના અતપુરમા બીજો પુરુષ ન પેસે તેમ આ શ્રાવકોના હૃદયમા મોહ કે પાપ ન પેસે, ન અન્ય મતમા આકાક્ષા થાય, પણ હમેશા નવકલ્પી વિહાર કરનારા નિર્ગ્રથી સાધુઓને નિર્દોષ આહાર પાણી ખાદિમ સ્વાદિમ તથા પછવાડે ટેકો મુકવાનું પાટીઉ સથારીઉ કે મકાન વિગેરે યોગ્ય વસ્તુઓ આપનારા છે, તથા ઘણા વર્ષો શીલવ્રત તથા ગુણવ્રત પચ્ચકખાણ પોષધ ઉપવાસ કરીને નિર્મળ આત્માને

લેવુ, પ્રથમ કારણ અને પછી કાર્ય છે, પ્રથમ કારણ તે બીજામા કાર્ય કારણ રૂપે થાય છે,જેમકે કોઈ અન્ય દર્શની આ ભણેલા શ્રાવકને પૂછે કે ન પૂછે, તો પણ તે કહે કે આ જૈન ધર્મનો મોક્ષનો વિષય બરોબર કાર્ય સાધક છે, બાકી બધુ અકાર્ય સાધક છે, યુક્તિ પૂર્વક પ્રથમ સમજે અને બીજાને સમજાવે તેથી તેમનુ મન ધર્મથી ઉત્સાહવાળુ છે અને સાધુનો તથા શ્રાવકનો ધર્મ સમજતા તથા પાળવા શ્રાવકની અગીઆર પ્રતિમાને પોતે પાળતા અને આઠમ ચૌદશ વિગેરે પર્વ તિથિઓમા પોષધ ઉપવાસ વિગેરે કરીને પારણામા સાધુઓને નિર્ગ્રંથ આહાર આપે છે, અને છેવટના વખતે સ થારામા સાધુ ભાવને ધરીને અન્નપાણી ત્યાગ કરીને આયુ પુરૂ થતા દેવતા થાય છે ત્યાથી ચવીને સારા કુળમા મનુષ્ય જન્મ પામીને તે ભવથી માંડીને સાત કે આઠ ભવે મોક્ષમા જાય છે, માટે આ કલ્યાણનુ સુખનુ કારણ છે માટે આર્ય (શ્રેષ્ઠ) સ્થાન છે, આ મિશ્ર સ્થાન કહ્યુ

**अविरइं पडुच्च बाले आहिज्जइ, विरइं पडुच्च पंडिए आहिज्जइ, विरयाविरइं पडुच्च बालपंडिए आहिज्जइ,तत्थणं जासा सव्वतो अविरई एसठाणे आरंभट्ठाणे अणारिए**

जाव असव्वदुक्खप्पहीणमग्गे एगंत-मिच्छे असाहू, तत्थणं जासा सव्वतो अविरई एसठाणे अणारंभट्ठाणे आरिए जाव सव्वदुक्खप्पहीणमग्गे एगंत सम्मे साहू, तत्थणं जा सा सव्वओ विरया विरई एसठाणे आरंभणोआरंभट्ठाणे एसठाणे आरिए जाव सव्वदुक्खप्पहीणमग्गे एगंत सम्मे साहू ॥ सू. ३९ ॥

ઉપર પ્રથમ અધાર્મિક જીવો, ત્યાર પછી ધાર્મિક જીવો તથા બંને ધર્મ અધર્મ સાધનાર બતાવ્યા, તે ત્રણેને ટુંકાણમાં ઓળખાવે છે,

જે અવિરતિ–અસંયમ છે તે તથા જે સમ્યકત્વ વિના મિથ્યાદૃષ્ટિની દ્રવ્યથી વિરતિ છે, તે બંને સારા માઠાના વિવેક વિના મોક્ષનું કારણ ન થવાથી તે કૃત્યને બાળક માફક ગણેલ છે, અને મોક્ષના કારણરૂપ નિર્મળ સંયમ પાળનારને પંડિત પાપથી દૂર રહેનાર કહેલ છે, અથવા તે પરમાર્થને જાણનાર ગણાય છે, તથા સમ્યકત્વ પૂર્વક કંઇક

વિરતિ કંઇક અવિરતિને આશ્રયી વિરતાવિરતિ બાળ પંડિતની છે, બાળ અને પંડિત એ બે વિરૂદ્ધ છતાં એક સાથે કેમ રહ્યા ? ઉત્તર-જેનામાં સર્વથા અવિરતિના પરિણામનો અભાવ છે, આ સ્થાને સાવદ્ય અને આરંભવાળું હોવાથી તેની બધી ક્રિયા મોક્ષ માટે ન થવાથી નિષ્ફળ જેવી છે, માટે તે એકાંત મિથ્યારૂપ અસાધુ છે, અને સમ્યકત્વ પૂર્વક જે વિરતિ છે તે સાવદ્ય આરંભથી દૂર હોવાથી અનારંભરૂપ સંયમ છે, તે બધા પાપ તથા હેય ધર્મથી દૂર હોવાથી આર્ય માર્ગ છે, એ સર્વ દુઃખ ક્ષય કરનારો મોક્ષ માર્ગ છે, અને એકાંત સમ્યગ્‌ભૂત (આદરણીય) છે, અને સાધુઓને આદરવા યોગ્ય હોવાથી સાધુ માર્ગ છે, હવે જેને વિરતિનો અભિલાષ છતાં સંપૂર્ણ વિરતિ ન લેવાથી તેમાં અનારંભ અને આરંભ બન્ને છે, એટલે તે પણ કોઈ અંશે આર્ય, (આદરવા યોગ્ય) છે, ધીમે ધીમે અવિરતિ છોડીને સર્વ દુઃખનો ક્ષય કરનાર તે એકાંત સાધુ થશે, આ પ્રમાણે, અનેક પ્રકારનો અધર્મ તથા ધર્મપક્ષ અને મિશ્રપક્ષ સંક્ષેપથી ત્રણે પક્ષનો આશ્રય લઇને કહ્યો

હવે મિશ્ર પક્ષમાં પણ ધર્મ અધર્મ બન્ને સાથે હોવાથી તે બન્નેના વચમાં રહે છે તે દેખાડે છે

एवमेव समणुगम्ममाणा इमेहिं चेव

दोहिं ठाणेहिं समोअरंति, तं जहा धम्मे चेव अधम्मे चेव उवसंते चेव अणुवसंते चेव, तत्थणं जे से पढमस्स ठाणस्स अधमपक्खस्स विभंगे एवमाहिए, तत्थणं इमाइं तिन्नितेवट्ठाइं पावादुयसयाइं भवंतीति मक्खायाइं (यं) तं जहा—किरियावाईणं अकिरियावाईण अन्नाणियवाईण, तेऽवि परिनिव्वाणमाहंसु तेऽविलवंति, सावगा! तेऽवि लवंति सावइत्तारो ॥सू. ४०

આ બધાનુ સક્ષેપથી વર્ણન કરીએ તો બધાને ભેગા લેતા ધર્મ અધર્મના સ્થાનમા બધા સમાઈ જાય છે, પ્ર કેવી રીતે? ઉ—જેને ઉપશાત (ક્રોધ વિગેરેની શાંતિ) ગુણ પ્રાપ્ત થયો હોય તે ધર્મ પક્ષ છે, અને અશાતિ જેને હોય તે અધર્મ સ્થાન છે, એમાં અધર્મ સ્થાનને પહેલું કહીએ તો ૩૬૩ વાદીઓના મતો એમા આવ્યા છે, એવું પૂર્વાચાર્યો કહે છે, તે સામાન્ય રીતે બતાવે છે, ક્રિયા—જ્ઞાનરહિત

સમજાય વિના કરવાથી પણ સ્વર્ગ તથા મોક્ષ મળે તેવું બોલનારા ક્રિયાવાદી છે, તે જ્ઞાન ન ભણે, ફક્ત દીક્ષા લેવાથીજ મોક્ષ મળે તેવુ માને છે, તેમના ઘણા ભેદો છે, તથા અક્રિયાવાદી કહે કે ક્રિયા વિના ફક્ત જ્ઞાનથીજ મોક્ષ તથા સ્વર્ગ મળે તે અક્રિયાવાદી છે, અને જ્ઞાનથી ઝઘડા થાય માટે અજ્ઞાનજ શ્રેય, તેવું માનનારા અજ્ઞાનવાદીઓ છે, વળી વિનય તેજ પરલોકમા સુખ આપનાર મુખ્ય કારણ છે તેવું માનનારા તે વિનયવાદીઓ છે, (અહીં છઠ્ઠીનું બહુ વચન લેવાથી દરેકના ઘણા ભેદો છે, તે સૂચવ્યું છે,) ક્રિયાવાદીના ૧૮૦ અક્રિયાવાદીના ૮૪ અજ્ઞાનીના ૬૭ અને વિનયવાદીના ૩૨ છે તે મૂળ ઉત્પાદકો તથા તેના શિષ્યો બોલવામાં ચાલાક હોવાથી વાચાળ કહ્યા છે, તેઓનું ભેદ સંખ્યા વિગેરેનું વર્ણન આચારાંગ સૂત્રમા કહ્યુ છે ત્યાથી જોવું માટે અહીં કહેતા નથી, તેઓ બધાએ જૈન ધર્મ માફક મોક્ષ માન્યુ છે, રાગદ્વેષ વિગેરેના જોડકા બધા નાશ થવાથી તથા વર્ણ ગંધ રસ અને સ્પર્શના સ્વભાવથી દૂર પરમાર્થ સ્થાન તથા બ્રહ્મપદ નામનું અબાધારૂપ પરમાનંદ સુખના સ્વરૂપવાળું કહે છે, તેઓ પણ સંસાર બંધનથી છુટવા રૂપ મોક્ષને માને છે આ પરિનિર્વાણ શબ્દથી સંસારના જન્મ મરણના દુઃખથી છુટવારૂપ નિરૂપાધિરૂપ કાર્યને નિર્વાણ બતાવે છે, અને મોક્ષ શબ્દથી બતાવ્યું કે તેજ કારણ ઉપાધિક બતાવ્યુ તેટલું વિશેષ છે, અર્થાત્ પરિનિર્વાણ

અને મોક્ષમાં તેટલોજ ભેદ છે કે બંધમા સસારનું કારણ બુઝાવું, અને મોક્ષમા આત્માના નિર્મળ ગુણોનું સપાદન કરવુ

હવે જેઓ આત્મા માનતા નથી, તેવા બૌધ વિગેરે જ્ઞાન સતતિ (પરપરા) માનનારાઓમા પણ કર્મ સતતિ જે સસારના નિબધન (ભ્રમણ)મા કારણભૂત છે તેનો વિચ્છેદ થવાથી મોક્ષ ભાવ (મોક્ષ તત્વ)નો વિરોધ થતો નથી તે લોકો એમ માને છે કે ઉપાદાન કારણના ક્ષયથી અને નવુ ન ગ્રહણ કરવાથી સતતિ (પરપરા)નો નાશ થાય છે, તેજ મોક્ષ છે, જેમ તેલ અને બત્તી (વાટ) પહોચે ત્યા સુધી દીવો બળે, પણ તે બે ખુટે એટલે દીવો બુઝાઈ જાય, તે નિર્વાણ છે તેઓ આ પ્રમાણે કહે છે કે

न तस्य किंचिद्भवति, न भवत्येव केवलम्

જ્ઞાન સતાન અથવા ક્ષણ પરપરાને કઈપણ થતુ નથી, ફક્ત ન થવુ એજ મોક્ષ છે, જૈનાચાર્ય કહે છે કે આ તેમનું કહેવુ મહામોહનો ઉદય છે

कर्मचास्ति फलचास्ति, कर्त्तानैवास्ति कर्मणाम
ससारमोक्षवादित्व महो ध्यान्ध्यविजृभितम ॥ १ ॥

કર્મ બધાવુ માને છે, તેનું ફલ ભોગવવુ માને પણ તે કર્મોના કર્તા તથા ભોક્તા (આત્મા) જ્યારે આત્મા માનતા નથી, છતાં ... બધુ સૂચવે છે ! છે ! આ ... દિન

સમજ્યા વિના કરવાથી પણ સ્વર્ગ તથા મોક્ષ મળે તેવું બોલનારા ક્રિયાવાદી છે, તે જ્ઞાન ન ભણે, ફક્ત દીક્ષા લેવાથીજ મોક્ષ મળે તેવું માને છે, તેમના ઘણા ભેદો છે, તથા અક્રિયાવાદી કહે કે ક્રિયા વિના ફક્ત જ્ઞાનથીજ મોક્ષ તથા સ્વર્ગ મળે તે અક્રિયાવાદી છે, અને જ્ઞાનથી અવળા થાય માટે અજ્ઞાનજ શ્રેય તેવું માનનારા અજ્ઞાનવાદીઓ છે, વળી વિનય તેજ પરલોકમાં સુખ આપનાર મુખ્ય કારણ છે તેવું માનનારા તે વિનયવાદીઓ છે, (અહીં છઠ્ઠીનું બહુવચન લેવાથી દરેકના ઘણા ભેદો છે, તે સૂચવ્યું છે,) ક્રિયાવાદીના ૧૮૦ અક્રિયાવાદીના ૮૪ અજ્ઞાનીના ૬૭ અને વિનયવાદીના ૩૨ છે, તે મૂળ ઉત્પાદકો તથા તેના શિષ્યો બોલવામાં ચાલાક હોવાથી વાચાળ કહ્યા છે, તેઓનું ભેદ સખ્યા વિગેરેનું વર્ણન આચારાંગ સૂત્રમાં કહ્યું છે ત્યાંથી જોવું માટે અહીં કહેતા નથી, તેઓ બધાએ જૈન ધર્મ માફક મોક્ષ માન્યું છે, રાગદ્વેષ વિગેરેના જોડકા બધા નાશ થવાથી તથા વર્ણ ગંધ રસ અને સ્પર્શના સ્વભાવથી દૂર પરમાર્થ સ્થાન તથા અક્ષપદ નામનું અબાધારૂપ પરમાનંદ સુખના સ્વરૂપવાળું કહે છે, તેઓ પણ સંસાર બંધનથી છુટવા રૂપ મોક્ષને માને છે આ પરિનિર્વાણ શબ્દથી સંસારના જન્મ મરણના દુઃખથી છુટવારૂપ નિરૂપાધિરૂપ કાર્યને નિર્વાણ બતાવે છે, અને મોક્ષ શબ્દથી બતાવ્યું કે તેજ કારણ ઉપાધિક બતાવ્યું તેટલું વિશેષ છે, અર્થાત્ પરિનિર્વાણ

અને મોક્ષમાં તેટલોજ ભેદ છે કે પ્રથમમાં સંસારનું કારણ બુઝાવું, અને મોક્ષમાં આત્માના નિર્મળ ગુણોનું સંપાદન કરવું.

હવે જેઓ આત્મા માનતા નથી, તેવા બૌધ વિગેરે જ્ઞાન સંતતિ (પરંપરા) માનનારાઓમાં પણ કર્મ સંતતિ જે સંસારના નિબંધન (ભ્રમણ)માં કારણભૂત છે તેનો વિચ્છેદ થવાથી મોક્ષ ભાવ (મોક્ષ તત્વ)નો વિરોધ થતો નથી તે લોકો એમ માને છે કે ઉપાદાન કારણના ક્ષયથી અને નવું ન ગ્રહણ કરવાથી સંતતિ (પરંપરા)નો નાશ થાય છે, તેજ મોક્ષ છે, જેમ તેલ અને બત્તી (વાટ) પહોંચે ત્યાં સુધી દીવો બળે, પણ તે બે ખુટે એટલે દીવો બુઝાઈ જાય, તે નિર્વાણ છે તેઓ આ પ્રમાણે કહે છે કે -

न तस्य किंचिद्भवति, न भवत्येव केवलम्

જ્ઞાન સંતાન અથવા ક્ષણ પરંપરાને કંઈપણ થતું નથી, ફક્ત ન થવું એજ મોક્ષ છે, જૈનાચાર્ય કહે છે કે આ તેમનું કહેવું મહામોહનો ઉદય છે

कर्मचास्ति फलचास्ति, कर्त्तानैवास्ति कर्मणाम
ससारमोक्षवादित्व महो स्वान्त्यविजृंभितम् ॥ १ ॥

કર્મ બંધાવું માને છે, તેનું ફલ ભોગવવું માને છે પણ તે કર્મોનો કર્તા તથા ભોક્તા (આત્મા) માનતા નથી, જ્યારે આત્મા માનતા નથી, છતાં સંસાર [illegible] માને છે! આ તેમનું બુદ્ધિનું [illegible] બધું સૂચવે છે?

**ते सव्वे पावाउया आदिकरा धम्माणं णाणा पन्ना णाणा छंदा णाणा सीला णाणा दिट्ठी णाणा रुई णाणा रंभा णाणा ज्झवसाण संजुत्ता एगं महं मंडलिबंधं किच्चा सव्वे एगओ चिट्ठंति,**

બોલવામા ચાલાક તે પ્રાવાદુક (વાચાળ) છે, તે ત્રણસો તેસઠ ભેદવાળા પણ ધર્મના આદિકર (પ્રથમ પ્રકટ કરનારા) છે, તે તથા તેમના શિષ્યો પણ જુદી જુદી પ્રજ્ઞા (જ્ઞાન)વાળા છે, આદિકર શબ્દથી આ પરમાર્થ છે કે તેઓ પોતાની રૂચિ પ્રમાણે ધર્મ બતાવનાર છે, પણ તે અનાદિના પ્રવાહ વાળા નથી, પ્ર–જૈનોનો મત પણ આદિકર તરીકે (નમુત્થુણું માં) પ્રકટ છે ઉ–તમારૂં કહેવું સત્ય છે પણ અનાદિ હેતુપણાની પરંપરા છે તેથી અનાદિ છે, પણ બીજા ધર્મને માનનારા સર્વજ્ઞ પ્રણીત ધર્મનો આશ્રય ન લેવાથી બધાની એક સરખી મતિ નથી, તેથી જ્ઞાનમા ભેદ પડી ગયો છે

જ્ઞાનમાં ભેદ પડવાથી નાના (જુદા) છંદ (અભિપ્રાય) એ કારણ કે ઉત્પાદ, વ્યય અને ધ્રુવરૂપ વસ્તુમા સાંખ્ય- (પ્રકટ) તિરોભાવ (ગુપ્ત) નો આશ્રય

લઈને આ અન્વયવાળા (મુખ્ય પદાર્થ) ને સત્યપણે માનીને તેઓએ નિત્ય પક્ષનો સ્વીકાર કર્યો (જેમ ગીતામાં આત્માને નિત્ય માન્યો છે) અને બૌધ લોકોએ ક્ષણ ક્ષણમાં ભેદ થતો દેખીને બધા પદાર્થોમાં ક્રમે ક્રમે રૂપાંતર થતુ દેખીને પ્રથમ કરતાં બીજા ક્ષણમાં કંઈ પણ ફેરફાર થાય છેજ, એમ માનીને અનિત્યપક્ષ માન્યો તથા નૈયાયિક વૈશેષિકોએ આકાશ પરમાણુ આત્મા વિગેરેને એમનવી નિત્ય માન્યાં, તથા કાર્ય દ્રવ્ય (નવા બનેલા) ઘટ, વસ્ત્ર વિગેરે અનિત્ય માન્યાં આ પ્રમાણે બીજા મીમાંસક તાપસો વિગેરે સમજી લેવા, (બધાનો સમાવેશ નિત્ય અનિત્યમાં થઈ જાય છે)

હવે તેઓનું શીલ વ્રત વિગેરે દરેક અનુભવે સિદ્ધ જુદુ દેખાય છે, તે પ્રમાણે દષ્ટિ દર્શન (મત) માં ભેદ છે, રૂચિ તથા અધ્યવસાય–મત કરણની પ્રવૃત્તિમાં પણ ભેદ છે, તેનો સાર આ છે કે અહિંસા જે ધર્મનું મુખ્ય અંગ છે તે અહિંસામાં અભિપ્રાયના ભેદને લીધે અધિકપણે (એક સરખી રીતે માનતા નથી, તે સૂત્રકારો બતાવે છે, કે તે સર્વે વાદીઓ પોતાનો મત સ્થાપન કરવા કોઈ રાજ્ય સભા વિગેરેમાં મંડળી મળીને બેઠા હોય ત્યાં શું કરવું તે કહે છે,

पुरिसे य सागणियाणं इंगालाणं पाइं
बहु पडिपुन्नं अओमयणं संडासएणं

ते सव्वे पावाउए आइगरे धम्माणं णाणा पन्ने जाव णाणा अज्झवसाणसंजुत्ते एवं वयासी हंभो पावाउया ! आइगरा धम्माणं णाणा पन्ना जाव णाणा ज्झवसाण संजुत्ता ! इमं ताव तुब्भे सागणियाणं इंगालाणं पाइं वहु पडिपुन्नं गहाय मुहुत्तयं मुहुत्तगं पाणिणा धरेह, णो वहु संडासगं संसारियं कुज्जा उज्जुया णियागपडिवन्ना अमायं कुव्वमाणा पाणि पसारेह, इति वुच्चा से पुरिसे तेसिं पावादुयाणं तं सागणियाणं इंगालाणं पाइं वहु पडिपुन्नं अओमएणं संडासएणं गहाय पाणिंसु णिसिरति, तएणं ते पावादुआ आइगरा धम्माणं णाणा पन्ना जाव णाणा ज्झवसाणसंजुत्ता पाणिं पडिसाहरंति,

આવી મંડળી આગળ કોઇ (સમજદાર પુરૂષ) જઇને તેમને આત્મ તત્વની પુરી ઓળખ કરાવવા માટે, બળતા અંગારાથી પુરી ભરેલી લોઢાની પાત્રી (વાસણ) લોઢાના સાણસાથી પકડીને તેમના મોઢા આગળ મુકે, અને કહે કે હે ધર્મોપદેશકો! તમે જુદી જુદી બુદ્ધિવાળા જુદા જુદા વિચારનો ધર્મ ફેલાવો છો તો આ બળતા અંગારાથી ભરેલું વાસણ એક મુહૂર્ત્ત ઉપાડો! પણ આ સાણસાથી ન પકડશો, તેમ અગ્નિ સ્તંભન વિદ્યાનો પ્રયોગ ન કરશો, તેમ જે પકડે તે તમારો સાધર્મિક હોય કે અન્યધર્મી હોય તેને અગ્નિથી ન બળે માટે બુઝાવવાનો કે તેવો બીજો ઉપકાર ન કરશો, માયા છોડીને ચોકખા મનથી આ પોતાના હાથથી ઉપાડો, તેઓ હાથ પસારે, તે સમયે તેમના હાથમા આ વાસણ મુકે, પણ બળવાના કે ડામ પડવાના ભયથી દરેક હાથ પાછો ખેંચીલે,

तएणं से पुरिसे ते सव्वे पावाउए आदिगरे धम्माणं जाव णाणाज्झवसाणसंजुत्ते एवं वयासी हंभो पावादुया! आइगरा धम्माणं णाणा पन्ना जाव णाणाज्झवसाणसंजुत्ता! कम्हा णं तुब्भे पाणिं पडिसाहरह!

ત્યારે આ પુરૂષ તે બધા ધર્મ નાયક વાદીઓને આ પ્રમાણે કહે, હે ધર્મોપદેશકો ! તમે કેમ હાથ પાછો ખેંચી લોછો !

पाणिं नो डहिज्जा दड्ढे किं भविस्सइ ! दुक्खं, दुक्खं ति मन्नमाणा पडिसाहरह, एस तुला एस पमाणे एस समोसरणे, पत्तेयं तुला पत्तेयं पमाणे पत्तेयं समोसरणे, तत्थणं जे ते समणा माहणा एवमातिक्खंति जाव परूवेंति, सव्वेपाणा जाव सव्वे सत्ता हंतव्वा अज्जावेयव्वा परिघेतव्वा परिता-वेयव्वा किलामेतव्वा, ते आगंतुछेयाए आगंतुभेयाए जाव ते आगतुजाइजरा-मरण जोणिजम्मण संसार पुणब्भव गब्भ वास भवपवंचकलंकली भागिणो भविस्संति,

તેઓ બોલે કે દાહનો ભય છે, તેનો પરમાર્થ આ છે

કેઅવરંપે અગ્નિના દાહના ભયથી કોઈ પણ સમજુ માણસ અગ્નિ પાસે હાથ લઈ જાય નહિ, તેવાને પ્રશ્ન—એ હાથ બળે તો શું થાય! ઉ-દુ ખ માટે જો તમે દાહથી થવાના દુ ખથી ડરો છો અને સુખને વાછો છો, તો તેવું શા માટે માનતા નથી કે બધા મગાર ઉદરના વિવરમાં રહેલા જીવો છે, તેમને કા મરખી તુલનામા લેના નથી? વિચારો કે જેમ મને દુ ખ પ્રિય નથી તેમ સર્વ જીવોને દુ ખ પસદ નથી, આવું સમજીને અહિંસ ને ધર્મમા પ્રધાન માનવી, આજ યુક્તિ-આજ પ્રમાણ છે કે જગતના સર્વ ભૂતોને પોતાના જીવ સમાન માને તે ખરો પડિત છે, આજ સમવસરણ છે, તેજ ધર્મનો વિચાર છે કે જેમા સપૂર્ણ અહિંસા તેજ પરમાર્થથી ધર્મ છે આ પ્રમાણે અહિંસા પ્રધાન બનાવના જે શ્રમણ બ્રાહ્મણો પરમાર્થને જાણતા નથી તેઓ બોલે છે, અને પોતાના મત પ્રમાણે બીજાને ઠસાવી દે છે કે જીવ હિંસા કરવી આથી પ્રાણીને પીડા કરનારા પ્રકાર વડે ધર્મ બનાવે છે કે બધા જીવો જેમા પ્રાણી ભૂત જીવ સત્વ છે તેમને લાકડી વિગેરેથી હણવા પરિતાપ ઉપજાવવો ધર્મને માટે કૂવાનો અરટ ચલાવવો તથા શ્રાદ્ધ વિગેરે માટે રોહિત માછલું લાવવું દેવોના યજ્ઞ માટે બકરા વિગેરે લાવવા આ અધર્મને ધર્મ કહીને જે શ્રમણ બ્રાહ્મણો જીવને દુ ખ દેવાની બાના બોલે છે, તેઓને ભવિષ્ય કાળમા ઘણા જીવોના શરીર છેદન ભેદનનો ઉપદેશ કરે છે, અને તેનાથી બધા

ચેલ પાપોનાં ફળ ભોગવવા સે સવિશ્વભોષીઓ ભવિષ્ય-કાળમા ઘણાં જન્મ જરા અને મરણો ભોગવશે. તથા બહુ વખત ગર્ભમા ઉત્પન્ન થઇ યોનિદ્વારે નીકળવુ પડશે, તથા સસાર પ્રપચના અદર રહેલ અગ્નિ વાયુમા ઉચ્ચ ગોત્ર વમીને નીચ ગોત્રમા કલક ભાવવાળા થાય છે અને ભવિષ્યમા થશે, આ પ્રમાણે મિથ્યા ઉપદેશ દેવાથી શરીરે દડ વિગેરેનો માર પડતા દુખો ખમવાં પડશે, તે કહે છે,

ते वहूणं दंडणाणं वहूणं मुंडणाणं तज्जणाणं तालणाणं अंदुवंधणाणं जाव घोलणाणं माइमरणाणं पिइमरणाणं भाइमरणाणं भगिणीमरणाणं भज्जापुत्तधूतसुण्हामरणाणं दारिद्दाणं दोहग्गाणं अप्पिय संवासाणं पियविप्पओगाणं वहूणं दुक्खदोम्मणस्साणं आभागिणो भविस्संति, अणादियं च णं अणवयग्गं दीहमद्धं चाउरंत संसारकंतारं भुज्जो भुज्जो अणुपरि-

**यट्टिस्संति, ते णो सिज्झिस्संति, णो बुज्झिस्संति, जाव णो सव्वदुक्खाणं अंतं करिस्संति एस तुला एस पमाणे एस समोसरणे पत्तेयं तुला पत्तेयं पमाणे पत्तेयं समोसरणे ॥**

તેઓ શરીરના દુખો દડ વિગેરેના મારથી ભોગવશે, ઘણી વાર માથા મુડનનુ દુખ ભોગવશે તર્જના તાડના દોરડા વિગેરેના બધનથી બધાશે, છેવટે ઘોલવા (રસ-કાઢતા જેમ કેરી ઘોળે તેમ તેને પીડવા) નુ દુખ ભોગ-વવુ પડશે, આ સિવાય તેને આશ્રય આપનાર અતરના સ્નેહી માતા પિતા ભાઇ બેન નાનપણમા મુકીને મરે, તથા ઉમર લાયક થતા બાઇડી છોકરો દીકરી પુત્રની વહુનુ મરણ થતા દુખ થશે, તેવી રીતે દારિદ્ર દોર્ભાગ્ય દુશ્મનો ભેગા રહેવુ, વહાલાનો વિયોગ આવી રીતે સસારમા અનેક જાતના દુખો તથા મનને ખેદ પમાડનારા કૃત્યો ભોગવવા પડશે, અને અનાદિ અનત સસારમા ચાર ગતિવાળા ભમવાવાળા સસાર જગલમા રક્ષણ રહિત વારવાર ભમવુ પડશે, તેથી મોક્ષ નહિ થાય, કેવળજ્ઞાન નહિ થાય, તેમ સર્વ દુખોનો અત પણ નહિ થાય, જેમ અરટ કુવામાથી

પાણી ભરે અને બહાર કાલવે તેવી દશા ભોગવશે, ટીકાકાર વિશેષ કહે છે—પ્ર-શા કારણથી આવું થશે ? ઉ- સાધુ નિમિત્તેજ બનેલાં આહાર વિગેરે ભોગવવા તથા સાધુ માટેજ બનાવવાનો ઉપદેશ આપી હિંસા કરાવી આહાર વિગેરે લેવાથી કુપ્રાવચનિકો સિદ્ધિ સ્થાનમાં લોકાગ્રે નહિ-જાય તેમ કેવળજ્ઞાન વિના જગતના સર્વે પદાર્થોને યથા-સ્વરૂપે જાણશે નહિ, આથી એમ સૂચવ્યું કે દોષિત આહાર ખાનારને જ્ઞાનનો અતિશય (મુખ્ય લાભ) નહિ થાય, તેમ આઠ પ્રકારના કર્મ બંધનથી મુકાશે નહિ, આથી એ સૂચવ્યું કે અહિંસાને જેઓ પ્રધાન ન માને તેમને આ હિંસા સિદ્ધિ અને કેવલ જ્ઞાનમાં વિઘ્ન રૂપ થશે, તથા પરિનિર્વૃતિ સંપૂર્ણ નિર્વાણ સતચિદ્ આનંદ પ્રાપ્ત નહિ કરે, આથી સૂચવ્યું કે અહિંસા વિના સાચું સુખ નહિ મળે, તેમ શરીર તથા મનના દુઃખોથી સર્વથા મુક્ત નહિ થાય, આથી સૂચવ્યું કે તેમને અપાય અપગમ અતિશય નહિ થાય આ દૃષ્ટાંતથી તોલ કરવું ઉપમાન (વિચાર) કરવું કે જેમ સાવદ્ય અનુષ્ઠાન કરનારા અન્યધર્મીઓ જેમ સાવદ્યભાષી થવાથી મોક્ષમાં નહિ જાય તેમ જૈન સાધુઓ પણ જેઓ સાધુઓ માટેજ રંધાવેલું ખાનારા છે તે મોક્ષમાં નહિ જાય, હવે તેનું પ્રમાણ ઘટાવે છે, પ્રત્યક્ષ તથા અનુમાન વિગેરે-પ્રત્યક્ષ દેખાય છે કે હિંસા કરનારો ચોર વિગેરે રાજ્યના કે લોકના બંધનથી મુકાતો નથી (કેદમાં પડે છે) એજ

પ્રમાણે બીજા પણ હિંસા કરનારા દુ ખી છે, તેથી અનુમાન થાય કે જે કોઈ હિંસા કરશે તે દુ ખી થશે, આજ સમવસરણ-આગમ વિચારરૂપ છે અને તે પ્રત્યેક જીવ આશ્રયી ઘટાવવુ અને દરેક મતવાળાએ સમજવુ અને બીજાને સમજાવવુ કે હિંસા કરવાથી દુ ખ પામશે,

तत्थ णं जे ते समणा माहणा एवमाइक्खंति जाव परूवेंति सव्वे पाणा सव्वे भूया सव्वे जीवा सव्वे सत्ता ण हंतव्वा ण अज्जावेयव्वा ण परिघेतव्वा ण उद्दवेयव्वा ते णो आगंतुछेयाए ते णो आगंतुभेयाए जाव जाइ जरामरण—जोणि—जम्मण—संसार पुणब्भव गब्भवास भवपवंच कलंकली भागिणो भविस्संति, ते णो बहूणं दंडणाणं जाव णो बहूणं मुंडणाणं जाव बहूणं दुक्ख दोम्मणस्सणं णो भागिणो भविस्संति, अणादियं च णं अणवयग्गं दीहमद्धं चाउरंत संसार कंतारं भुज्जो भुज्जोणो अणु परियट्टि-

**स्सीतं, ते सिज्झिस्संति जाव सव्व दुक्खाणं अंतं करिस्संति ॥सू ४१॥**

જેઓ ઉપરનું તત્વ સમજીને પોતાના આત્મા પ્રમાણે બધા જીવો જાણીને સર્વ જીવોનું રક્ષણ કરીને આ પ્રમાણે બોલે છે કે સર્વે જીવો દુઃખના દ્વેષી છે, અને સુખના અભિલાષી છે, માટે ન હણવા ન પીડવા ન તાપ ઉપજાવવો વિગેરે નિર્દોષ વચન બોલે છે, તેમને આલોકમાં કે પરલોકમાં દંડ, માર કે તાડન ભોગવવું પડતું નથી, તેમ સંસાર ભ્રમણના દુઃખો ભોગવવાના નથી, પણ તેઓ થોડા વખતમાજ કેવળજ્ઞાન પામીને મોક્ષમાં જશે, અને બધા દુઃખોનો અંત કરશે; આ પ્રમાણે ક્રિયાસ્થાનો કહ્યા, હવે સમાપ્ત કરવા ટુંકાણમાં સમજાવે છે —

**इच्चेतेहिं बारसहिं किरियाठाणेहिं वट्टमाणा जीवा णो सिज्झिसु णो बुज्झि (ज्झिं) सु णो मुच्चिंसु णो परिणिव्वाइंसु जाव णो सव्वदुक्खाणं अंतं करेंसु वा णो करिस्संति वा ॥ एयंसि चेव तेरसमे किरियाठाणे वट्टमाणा जीवा सिज्झिंसु मुच्चिंसु परिणिव्वा-**

इंसु जाव सव्वदुक्खाणं अंतं करेंसु वा करंति वा करिस्संति वा, एवं से भिक्खु आयट्ठी आयहिते आयगुत्ते आयजोगे आयपरक्कमे आयरक्खिए आयाणुकंपए आयनिप्फेडए आयाणमेव पडिसाहरेज्जासि त्तिवेमि ॥सू ४२॥

इति बीय सुयक्खंधस्स किरिया ठाणं नाम बीयमज्झयणं समत्तं ॥

પૂર્વના બાર ક્રિયાસ્થાનો અધર્મ પક્ષ–અનુપશમ રૂપમા ગણ્યા છે એ અપેક્ષાએ આ બાર સ્થાનોમા રહેલા જીવો પૂર્વ કાળમા સિધ્યા નથી, વર્ત્તમાનમા મોક્ષે જતા નથી, તેમ ભવિષ્યમા મોક્ષમાં જશે નહિ, તેમ કેવળજ્ઞાન પામ્યા નથી, પામતા નથી, પામશે પણ નહિ, તેમ આઠ કર્મથી મુકાયા નથી, મુકાતા નથી મુકાશે પણ નહિ, નિર્વાણ પામ્યા નથી, પામતા નથી, પામશે નહિ, તેમ બધા દુ ખોનો અંત કર્યો નથી, કરતા નથી, કરશે પણ નહિ

પણ છેલ્લુ તેરમુ ક્રિયાસ્થાન ધર્મ આશ્રયી છે તે બતાવે છે, કે આ તેરમા ક્રિયાસ્થાનમા રહેલા જીવો (નિર્મળ

ચારિત્ર-પાળવાથી) મોક્ષમા ગયા, જાય છે અને જશે, તેમ સર્વ દુ ખોનો અ ત કર્યો, કરે છે અને કરશે, તે નિર્મળ ચારિત્રી પુડરીક અધ્યયનમા બતાવ્યો, તે પ્રથમના બાર ક્રિયાસ્થાન વર્જેલો અધર્મપક્ષ અનુપશમરૂપ છોડીને ધર્મ-પક્ષમા સ્થિત ઉપશાત બનેલો આત્માવડે કે આત્માથી જેનો અર્થ (રટણ) છે જે પાપોથી પોતાના આત્માને દૂર રાખીને બચાવે તે આત્માર્થી છે, તેજ આત્માવાળો છે, અને અહિત કરનારાં આચારો જે ચોરી વિગેરે છે તેને કરનારા આત્મ-વાળા નથી, (પુદ્ગળાર્થી છે) તેમ આલોક અને પરલોકમા મને અપાય ન થાય, તે માટે ડરીને પગલુ ભરે તે આત્મ-હિત કરનારો છે, તથા આત્મા બીજો ન બધાય માટે ગોપવીને જયણાથી કાર્ય કરે તે આત્મ ગુપ્ત છે, અર્થાત્ પોતે પોતાની મેળે જ સયમના અનુષ્ઠાનમા પરાક્રમ ફોરવે, તથા આત્મામા ખોટા વિચાર ન આવે માટે કુશળ મન પ્રવૃત્તિ રાખે તેથી આત્મા યોગી છે, સદા ધર્મ ધ્યાનમાંજ રહે, તથા આત્માને પાપોથી બચાવે, તે આત્મ રક્ષિત છે, જેનાથી દુર્ગતિ થાય તેવા બધા પાપ કૃત્યોને છોડેલા છે, આત્માને અનર્થથી બચાવી તેની અનુકપા કરે માટે આત્મ અનુક પ છે અર્થાત્ સારી કરણી કરીને સદ્ગતિમા જનારો બનાવે છે, તેમ આત્માને સમ્યગ્દર્શન વિગેરે ગુણોથી સસાર કેદમાથી છોડાવે છે તેમ પૂર્વના બારે પાપ ક્રિયાસ્થાનોથી દૂર રહે અથવા ઉપદેશ-કે આત્માને

સર્વ અપાયોથી દૂર રાખે, સર્વ અનાર્યોથી છૂટે, એ ગુણો આ મહાપુરૂષમા થતા જણાય છે જેવુ તીર્થંકરે ગણધરોને કહ્યુ તે હુ તમોને કહુ છુ નયોમા જ્ઞાન અને ક્રિયાવાદી પોતાનુ ખેંચે તે ન ખેંચતા બંને મળીને મોક્ષ મેળવે, આ પ્રમાણે ક્રિયાસ્થાન નામે બીજુ અધ્યયન સમાપ્ત થયું

या देवी सुमतिः सदा सुमतिदा पूर्वंतु मे जन्मदा,
नाणार्हा सतत परोपकरणी धात्री प्रसिद्धाभुवि;
यस्याः पूर्णकृपामनोधृति धराद्,
यत्किंचि दालेखित भव्यापदधिय. पठतु
सुगम सूत्रार्थ भाषांतरम् ॥

સમાપ્ત

# વહેંચવા ઇચ્છનારે લખવાથી

# કિફાયતે મળશે

આચારાંગ પ્રથમ છાપવાનો છે, જ્ઞાનભક્તિ માટે મદદ આપનારે જણાવવું, તે બદલ તેમને બધા પુસ્તકો ભેટ વહેંચવા મળશે, અથવા વસુલ થયે તેના પૈસા પાછા મળશે

## મૂલ્ય—મૂળ તથા ભાષાંતરોના ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| આચારાગ | પાચ ભાગ | ૧૦ | રૂપિયા |
| સૂયગડાગ | ,, | ૭॥ | ,, |
| આવશ્યક | ૧ | ૨ | ,, |
| દશવૈકાલિક | ૪ | ૪ | ,, |
| નવપદ આરાધન | | ૦| | ,, |
| ગુજરાતી ભાષાની ઉત્પત્તિ | | ૦| | ,, |
| સૂયગડાગના ચોથા ભાગના નમુના સાથે | | ૦॥= | ,, |
| વ્યવહાર સૂત્ર સંપૂર્ણ | | ૩૨ | ,, |

છુટક ભાગ એક હજાર શ્લોકે એક રૂપિયો



## વકીલ કેશવલાલ પ્રેમચંદ

વ્યવહાર સૂત્ર પ્રસિદ્ધ કરવામા તન મન ધન અર્પણ કરનાર, અનેક સાધુ સાધ્વીને સસ્કૃત અભ્યાસી કરાવનાર, અનેક ગ્રથો પ્રસિદ્ધ કરનાર, નિસ્વાર્થે આણદજી કલ્યાણજીની પેઢી જેવા અનેક ધર્મખાતા સભાળનાર, જેની અતિમ ઇચ્છા મારી પાસેજ ધર્મોપદેશ સાભળવાની થવાથી જેના ખાતર સુરતથી મારૂ આવવુ થયુ અને સમાધિથી વ્રત લેઇ આલોચી શુદ્ધ થઈ સ્વર્ગે જેઠ વદી ૬ના રાતે નવ વાગે સીધાવ્યા છે, જેણે રૂ ૫૦) સૂયગડાગ પ્રથમ ભાગમા આપેલ છે, તેમનુ નામ આ સાથે જોડાય છે

મુનિમાણેક.

# સર્વે જૈન ભાઇબહેનોને પ્રાર્થના

આપ સાહેબોની પૂર્ણ સહાયતાથી અમદાવાદ વટવા સ્ટેશન સમીપમાં જૈન આશ્રમની જમીન ૭ા વીઘા લેવાય છે અને ૧૫ાા-૨૫ાાનો હોલ દરેક બાજુ આઠ ફુટની ઔલેરી સાથે તૈયાર થયો છે અને વૃદ્ધ અશકત નિરાશ્રિત જૈનોને ભેદભાવ વિના દાખલ કરાય છે, જમીનનું મુલ્ય રૂા ૧૧૦૦) ચૌદ આબા તથા કુવા સાથે અને રૂા ૨૨૦૦) આશરે મકાનમા લાગ્યા છે, તે રૂપિઆ આપ સાહેબોએ આપ્યા છે જેને માટે આશ્રમની કમિટી આપનો આભાર માને છે અને હવે બીજી જમીન લેવાની છે, તેમાં તથા માસિક ખર્ચમા તથા સ્ત્રીઓ માટેનો હોલ બાધવા મદદ કરશોજી આપ વટવા સ્ટેશને ઉતરી જોવા પધારશો

